દીપચન્દ્ર સાહિત્ય શ્રેણી વર્ષ ૨ / ક્રમાંક ૧

# રાજા રાણી

રવીન્દ્રનાથ ઠાકુર

અનુવાદક: ઝવેરચંદ મેઘાણી

# નાટકનાં પાત્રો



| | |
|---|---|
| વિક્રમદેવ | જાલંધરનો રાજા. |
| દેવદત્ત | રાજાનો બાલમિત્ર એક બ્રાહ્મણ. |
| જયસેન<br>યુધાજિત | રાજ્યના મુખ્ય સૂબાઓ. |
| ત્રિવેદી | બુઢ્ઢો બ્રાહ્મણ. |
| મિહિરગુપ્ત | જયસેનનો અમાત્ય. |
| ચંદ્રસેન | કાશ્મીરનો રાજા. |
| કુમાર | કાશ્મીરનો યુવરાજ-ચંદ્રસેનનો ભત્રીજો. |
| શંકર | કુમારનો જૂનો ચાકર. |
| અમરૂરાજ | ત્રિચૂડનો રાજા. |
| સુમિત્રા | જાલંધરની મહારાણી—કુમારની બ્હેન. |
| નારાયણી | દેવદત્તની સ્ત્રી. |
| રેવતી | ચંદ્રસેનની રાણી. |
| ઇલા | અમરૂરાજની કન્યા, કુમારની સાથે સગપણમાં જોડાયલી. |

# બે બોલ

મને કહેવામાં આવ્યું છે કે આ "રાજા ઓ રાની" કવિવરની ત્રીસ વરસની વયે લખેલી કૃતિ છે. આ અપરિપક્વતાની છાયા એમણે 'રાજા ઓ રાની' માં યોજેલા હાસ્ય રસ ઉપર સ્પષ્ટ પડેલી દેખાય છે. આરંભનો પ્રવેશ જ એ કચાશની સાક્ષી પૂરે છે. પરંતુ બીજી બાજુ એમની કલાના પરિપાકની પ્રતીતિઓ પણ આમાં ક્યાં ઓછી છે? ત્રીસ વરસની વયે આટલી ઉચ્ચ શક્તિ સાધનારા યુગે યુગે એકાદ બે જ નીકળતા હશે.

કહેવાય છે કે કંઇક ઐતિહાસિક ઘટનાનો આધાર લઇને આ નાટક લખાયું છે. પાયો ઐતિહાસિક હશે. ઉપરનું ચણતર તો કવિની કલ્પનાનું જ છે.

આ નાટક એક છંદમાં લખાયું છે. એ Blank verse છે. બંગાળીમાં એ છંદ બહુ પ્રચલિત છે. ઘણા ઘણા કવિઓએ પોતાનાં

મહાકાવ્યોમાં ને નાટકોમાં એ છંદ સફળતાપૂર્વક અજમાવ્યો છે. પ્રતાપ, મૃદુતા ને કરુણાર્દ્રતાની જમાવટ એ છંદ વાટે પૂરેપૂરી બની શકે છે. ભાગીરથીની પેઠે એનો પટ પણ પહોળો ને સાંકડો, ઉંડો ને છીછરો ચાલે છે; ઘુઘવતો ને કલકલ હસતો જાય છે. શાંતિનિકેતનમાં 'વિસર્જન' ભજવાતું એક વાર જોયું છે, અને આ છંદનો પ્રતાપ અનુભવ્યો છે. એમાં ગદ્યની સ્વાભાવિકતા છે, અને પદ્યના [illegible] છે. આપણે ત્યાં એવો છંદ હજુ નથી શોધાયો. હર [illegible] ઉતારવા જતાં અનુવાદ અરૂગ જાય, સામાન્ય તે [illegible] પણ નહીં, તેથી, અને પદ્યમાં એ ભાગીરથી જેવી કવિ–વા[illegible]ને બાંધવાની અશક્તિથી ગદ્યમાં જ એ ગંગા ઝીલવા યત્ન કર્યો છે. હિન્દી ભાષામાં આ જ નાટકનો પદ્ય અનુવાદ શરૂ થયો છે. મને એના છંદમાં ઘણી જ અસ્વાભાવિકતા માલૂમ પડી છે.

'રાણા પ્રતાપ' પાછળ ઘેલો થનાર વાંચક એ નાટકની માફક આની અંદર આરંભમાં જ ચમત્કૃતિ નહીં અનુભવી શકે. રવિન્દ્રનાથની ગંગા યમુનાઓના પ્રવાહમાં વિહરવા માટે તો હલેસાં મારી મારી નૌકાને મધ વ્હેનમાં પહોંચાડવી પડે છે. ત્યાર પછી તો તમારી કિસ્તી આપોઆપ તણાવા લાગશે.

આ વખતે બધાં ગીતો ગાઇ શકાય તે રીતે જ ઉતાર્યાં છે.

૭૬ પાને ઇલાનું ગીત છે, તેનો રાગ "રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં" લખાયો છે, પણ એ રાગ પ્રસંગની કરુણાર્દ્રતાને અનુરૂપ નથી. લગાર લંબાવીને "સીતાજીના મહિના" ના સૂરમાં ગાઇ શકાશે.

૨૭–૪–૨૪ ઝવેરચંદ મેઘાણી

# રાજા રાણી

—:૦:—

## પ્રથમ અંક

## પ્રથમ પ્રવેશ

સ્થળ: જલંધર નગર: મહેલનો એક ખંડ

### દેવદત્ત

પ્રભુ, આ શો ગજબ?

### વિક્રમદેવ

કેમ? શું થયું છે?

### દેવદત્ત

મારો શો ગુન્હો તે મને પુરોહિતપદ દીધું, મહારાજ? આ કાળજીભા મ્હોંમાંથી આપે કદી સાંભળ્યો છે એકેય ત્રિષ્ટુપ કે અનુષ્ટુપ? આપના સહવાસને પ્રતાપે હું તો ક્યારનો યે યજ્ઞયાગની વિધિઓ ભૂલીને બેઠો છું! મને તે શે પાપે આ પુરોહિતપદ? એટલા માટે તો મેં શ્રુતિ-સ્મૃતિઓને પણ વિસ્મૃતિના દરીઆમાં પધરાવી દીધી છે, અને તેત્રીસ ક્રોડ દેવતાને પણ દૂરથીજ નમસ્કાર કરી લઉં છું. નિશાનીમાં તો બસ ખભે પડી છે એક આ જનોઇ, નિસ્તેજ બ્રાહ્મણત્વની ઉતરેલી કાંચળી જેવી.

### વિક્રમદેવ

એટલા ખાતર જ મેં તને એ પદ આપ્યું છે ભાઇ, ન શાસ્ત્ર, ન મંત્ર, કે ન બ્રહ્મત્વની એકેય બલા !

### દેવદત્ત

એ-મ ? ત્યારે તો આપને નખ દાંત વિનાનો કોઈ નમાલો, પાળેલો, પોષેલો પુરોહિત જોઇયે છે, ખરૂં ?

### વિક્રમદેવ

પુરોહિત અને બ્રહ્મદૈત્ય, બેય એક સરખા. એક તો રાજ્યની પીઠ પર ચડીને બેઠાં બેઠાં બારે માસ પાકાં સીધાં પટકાવવાં; અને પછી રાત દિવસ અનુષ્ઠાન કરવાં; વિધિ-નિષેધના ઉત્પાત મચાવવા; અનુયોગ, અનુસ્વાર અને વિસર્ગના આડમ્બર ખડા કરવા; દક્ષિણાનો ખોબો ભરીને ખાલી આશીર્વાદ દેવા !

### દેવદત્ત

વાહ ! શાસ્ત્રહીન બ્રાહ્મણનું જ જો પ્રયોજન હોય તો ત્રિવેદી કયાં નથી ? બાપડો કેવો ભલો આદમી ! હમ્મેશ હાથમાં જપમાળા જ ચાલતી હોય, હમ્મેશ ક્રિયાકર્મ જ કર્યાં કરતો હોય; માત્ર મંત્રોચ્ચારણમાં જ લગારે ક્રિયા-કર્મજ્ઞાન ન મળે !

### વિક્રમદેવ

એ તો વળી ભારી ભયાનક મિત્ર; જેને શાસ્ત્ર ન આવડે, એ તો ઉલ્ટો શાસ્ત્રનો ચોગણો ત્રાસ વર્તાવે ! જેને વેદ કે વ્યાકરણ-વિધિની વિદ્યા ન હોય, એને તો નિયમોનાં બંધનો જ શાનાં હોય ? એના શબ્દો છૂટે ત્યારે તદ્ધિત

પ્રત્યય, અમરકોષ કે પાણિનિ બાપડા ક્યાંય પડ્યા રહે! રાજાનો ત્રાસ, અને વ્યાકરણનો ત્રાસ, એક સાથે એ બાપડો સહન ન કરી શકે.

દેવદત્ત

પરંતુ પ્રભુ, મને પુરોહિતપદ મળ્યું સાંભળીને તો આ રાજ્યનો એકેએક બોડકા માથાવાળો પંડિત શાસ્ત્રી કોલાહલ કરી મૂકશે હો! રાજ્યના અમંગળની શંકા કરીને બધી બ્રહ્મશિખાઓ બસ ખડી થઇ જવાની!

વિક્રમદેવ

શી અમંગળ શંકા?

દેવદત્ત

શંકા તો એ કે કર્મકાંડહીન આ દીન દેવદત્તને હાથે કુલ–દેવતાનો કોપ સળગવાનો.

વિક્રમદેવ

બસ કરો, બસ કરો એ ડરામણી! કુલ–દેવતાના કોપને તો હું મસ્તકે ચડાવવા તૈયાર છું; પણ કુલ–પુરોહિતના ઉપદ્રવો નહીં ખમાય, ભાઇ! સળગતો સૂર્ય સહન થઇ શકે, પણ તપતી રેતીમાં પગ નથી મૂકાતા. ખેર! છોડો એ વ્યર્થ ચર્ચા, આવો સખા! કાવ્ય–આલોચના કરીએ. ગઇ કાલ તેં કોઈ પ્રાચીન કવિ–વાક્ય કહેલું કે "નારીનો વિશ્વાસ ન કરવો." આજે ફરી કહે તો, એ શું છે?

દેવદત્ત

શાસ્ત્ર.........

### વિક્રમદેવ

માફ રાખ, ભાઇ, એ તારાં અનુસ્વારો રહેવા દે.

### દેવદત્ત

અનુસ્વર તો કંઇ ધનુઃશર નથી ! માત્ર એ તો ટંકાર થયો ત્યાંજ બ્હી ગયા વીરનર ! શાસ્ત્રનો એવડો ડર ! પત્યું, સાદી ભાષામાં જ બોલીશ. જુઓ, કવિ વદે છે કે શાસ્ત્ર ઉપર જેમ ઉંડા વિચાર કરો, તેમ તેમ એનું રહસ્ય વધુ ઉંડું ચાલ્યું જાય; રાજાની ચ્હાય તેટલી પૂજા કરો, પણ એના મનમાંથી ભય ન જાય; અને નારી તમારા ખોળામાં બેઠી રહેલી હોય, પણ એના અંતરનાં ઉંડાણ ન વર્તાય. શાસ્ત્ર, રાજા અને નારી—એ ત્રણે કદીયે વશ ન થાય.

### વિક્રમદેવ

વશ ન થાય ! ધિઃકાર છે કવિની આવી ધૃષ્ટતાને ! આ ત્રણેને વશ કરવા ચાહે છે જ કોણ ? એવું ચાહનાર વિદ્રોહી જ બને. રાજા કે રમણી એ વશ કરવાની વસ્તુઓ નથી.

### દેવદત્ત

એમ ? તો પછી પુરૂષ ભલે રમણીને વશ રહે !

### વિક્રમદેવ

રમણીનાં હૃદય-રહસ્યો કોણ જાણી શક્યું છે ? રે ! એ તો વિધાતાની ઘટના જેવાં અગમ્ય; પરંતુ અગમ્ય હોવાને કારણે જ જો આપણને એ વિધાતાના વિધાનમાં, આ રમણીના પ્રેમમાં અવિશ્વાસ જન્મે, તો પછી આશરો ક્યાં લેવા ? નદી શી રીતે વહે છે, કે વાયુ ક્યાંથી વાય છે, એ ભેદ કોણ સમજી શકે ? છતાં એજ નદી દેશના કલ્યાણનો પ્રવાહ લાવે છે, ને એજ વાયુ જીવોનું જીવન આણે છે, ખરૂં ?

**દેવદત્ત**

એજ નદી પ્રલય-પૂર લાવે છે, અને એજ વાયુ વાવાઝોડાં જગાવે છે, ખરૂં ?

**વિક્રમદેવ**

માથે ચડાવું છું કે, એ જીવન અને મૃત્યુ બન્નેને લાવે છે; પરંતુ તેટલા ખાતર જ એને વશ કરવા ચાહે તેવો નાદાન કોણ હોય ? નદી ને વાયુ બંધ પડે, એ તો રોગ શોક અને મૃત્યુની નિશાની. રે બ્રાહ્મણ ! નારીનાં તત્ત્વો તું શું જાણતો'તો ?

**દેવદત્ત**

કશું નહીં રાજન્ ! હું ક્યાંથી જાણું ? કુલીન બ્રાહ્મણનો હું દીકરો, માવતરના કુળની આબરૂ જાળવતો, દિવસની ત્રણે સંધ્યા સાચવતો; આખરે તમારા સંગથી, તમામ દેવતાને વિસર્જન દીધું; રહ્યા છે બાકી એક કામદેવ. મહિમ્ન સ્તોત્ર ભૂલ્યો, અને હવે તો નારીનો મહિમા ગાતાં શીખ્યો. એ વિદ્યા યે પોથીમાં પડી ગઈ છે. વચમાં વચમાં આપની આંખ લાલ જોઉં, ત્યાં તો એ વિદ્યા પણ સ્વપ્નની જેમ અલોપ થઈ જાય, હો પ્રભુ !

**વિક્રમદેવ**

ના, ના, ન ડરીશ. લે, હું ચુપ રહીશ. બોલ, તારી નવી વિદ્યા કહ્યે જા.

**દેવદત્ત**

સાંભળો ત્યારે; કવિ ભર્તૃહરી કહે છે કે “ નારીના વચનમાં મધુ છે, કિન્તુ હૃદયમાં હળાહળ છે. એના અધરમાં સુધા છે, પરંતુ અંતરમાં તો દાવાનળ બળે છે.”

**વિક્રમદેવ**

આ તારી પ્રાચીન કથા !

**દેવદત્ત**

સાચે જ પ્રાચીન. શું કરૂં, મહારાજ ? જે જે પોથી ખોલું, તેમાં બસ આ એકની એક કથા લખી છે. પ્રાચીન યુગના પંડિતો બિચારા પ્રેયસીની ચિંતા કર્યા વિના પળવાર પણ શાંત રહી શકયા નથી. કાયમ બસ સંદેહ અને અવિશ્વાસમાં જ આકૂલ વ્યાકૂલ. પણ હું તો વિચાર જ કરૂં છું કે, જેના ઘરની નારી પારકાની શોધમાં ભટકતી હોય, એનાથી ઠંડે કલેજે છંદ ગૂંથી ગૂંથીને કાવ્યો તે શે' લખાતાં હશે, બાપુ ?

**વિક્રમદેવ**

અરે ગાંડા ! એ તો કૃત્રિમ અવિશ્વાસ ! એ તો ઇરાદાપૂર્વકની આત્મ–ઠગાઇ ! પામર હૃદયોનો પ્રેમ નિરંતર વિશ્વાસમાં પડ્યો પડ્યો મરી જાય છે, જડ બની જાય છે. તેથી તેને ફરી જગાડવા માટે જરા બનાવટી અવિશ્વાસ જોઇયે ! જો, એ આવે પ્રધાનજી. જો ! કાંધે પહાડ જેટલો રાજ્યભાર ઉપાડ્યે છે ! ચાલ, નાસી જવા દે.

**દેવદત્ત**

હા હા ! પહોંચો અંતઃપુરમાં. દોડો, રાણીજીના રાજ્યનો આશરો લઇ લ્યો. અધુરાં રાજકાર્યો ભલે બારણાની બહાર રઝળતાં. દિવસે દિવસે ભલે ગંજ ખડકાતો એ ફરીઆદોનો. એક દિવસ આખરે તમારાં દ્વાર તજીને એ પોકારો, એક પછી એક, ઉંચે આકાશમાં ચડશે— પ્રભુના ન્યાયાસન પાસે પહોંચવા.

**વિક્રમદેવ**

કેમ આવો ઉપદેશ?

**દેવદત્ત**

ના ના, પ્રભુ! એ તો ઠાલા ખડખડાટ! જાઓ, સીધાવો, નકામો સમય જાય છે.

(રાજા જાય છે)

(પ્રધાન પ્રવેશ કરે છે)

**પ્રધાન**

મહારાજા હતા ને આંહી?

**દેવદત્ત**

હા. પણ અંતઃપુર તરફ અંતરર્ધાન થઈ ગયા.

**પ્રધાન**

(બેસી જઈ)

હાય વિધિ! આ રાજ્યની કેવી દશા કરી? આજ ક્યાં રાજા, ક્યાં રાજદંડ, ક્યાં સિંહાસન! સ્મશાનભૂમિ સમા ઉદાસ ને વિશાળ આ રાજ્યની છાતી ઉપર, ગર્વથી ઉભું છે બસ એક અંતઃપુર, કાળું ઘોર, બધિર અને પાષાણોથી રૂંધાયેલું! એને દ્વારે બેસીને અનાથ રાજ-લક્ષ્મી હાહાકાર–સ્વરે રડે છે.

**દેવદત્ત**

ભારી તાલ જામ્યો છે હો પ્રધાનજી! જોવાની બહુ લહેર આવે છે. દિવસ અને રાત જાણે રાજા અને રાજલક્ષ્મી સંતાકૂકડી રમી રહ્યાં છે. ખરૂં?

**પ્રધાન**

આ તે શું હસવાનો પ્રસંગ છે, ગોર?

**દેવદત્ત**

હસું નહીં, તો કરૂં શું? બાલકની માફક અરણ્ય-રૂદન ક્યાં સુધી કર્યા કરૂં? દિવસ રાત વિલાપ નથી સહેવાતો, બંધુ! તેથી જ વચ્ચે કોઈ કોઈ વાર રૂદન પલટીને સૂકા, શ્વેત હાસ્યનું રૂપ ધરે છે—આંસુ ઠરીને જાણે કઠણ હિમ બની જાય છે. કહો તો, શું બન્યું છે?

**પ્રધાન**

તમે તો બધું જાણો છો. રાણીનાં પીયરીઆંઓ—વિદેશી કાશ્મીરવાસીઓ બધાં આખા દેશમાં પથરાઈ વળ્યાં છે; અને સુદર્શન-ચક્ર વડે છેદાયેલી કોઈ સતીના શબ સમી પડેલી આ રાજસત્તાને ટુકડે ટુકડા કરીને એ તમામે વ્હેંચી લીધી છે. એ પરદેશીઓના અત્યાચારથી જેર થઈ ગએલી કંગાલ પ્રજાના આક્રંદ-સ્વરો સત્તાવિહોણી રાજ-સભામાં સંભળાય છે; પરદેશી પ્રધાનો બેઠા બેઠા હસે છે, અને હું મંત્રી, મારૂં ચીરાતું હૃદય દાબીને, નીચે મસ્તકે, એ સૂના પડેલા સિંહાસનની બાજુએ બેઠો રહું છું.

**દેવદત્ત**

ખરૂં ખરૂં! હવે જુઓ, હું વર્ણન કરી બતાવું. વાવાઝોડું જામ્યું છે, નૌકા ડુબી રહી છે, મુસાફરો બધાં કલ્પાંત કરે છે, અને ઉંચે એકલો બેઠો બેઠો સુકાની ખાલી હાથે પોકારે છે કે "ઓ રે! મારૂં સૂકાન ક્યાં?" એ ભાઇ! ઠાલા શું કામ શોધી મરો છો? રાજ-નૌકાનું સૂકાન તો પેલી રાણી ઉપાડી ગઇ છે, અને એ સૂકાનથી તો પોતાના

આનંદ-સરોવરમાં, વસન્તની લહરીઓ વચ્ચે, પ્રીતિની નૌકા ચલાવી રહી છે! ભલે ને હવે મધ દરીએ જઇને મંત્રીજી રાજ્યના તમામ બોજાની સાથોસાથ ડુબી મરે!

પ્રધાન

મશ્કરી કરો મા, ગોર! શિવ! શિવ! આવે શોકને વખતે હસવું અશુભ કહેવાય.

દેવદત્ત

હું તો કહું છું કે રાજાજીને છોડાવવા હોય તો જઇને સીધા રાણીને ચરણે પડો ને!

પ્રધાન

એ તો મારાથી નહીં બને. પોતાનાં જ સગાં વહાલાંઓને એક સ્ત્રી ઉઠીને શિક્ષા કરે, એવું મેં કદી નથી સાંભળ્યું

દેવદત્ત

મંત્રીજી, તમે તો એકલાં શાસ્ત્રો જ ગોખ્યાં છે, મનુષ્યોને પારખ્યાં નથી જણાતાં. પોતાનાં સગાંઓને તો ઉલટું સ્ત્રીજ શિક્ષા કરી શકે. સ્ત્રી જાત અન્ય કોઇને હાથે સ્વજનોનો ઇન્સાફ થતો ન સાંખી શકે.

પ્રધાન

ઓ! સાંભળો કોલાહલ.

દેવદત્ત

આ શું પ્રજાએ બંડ જગાવ્યું?

પ્રધાન

ચાલો, જોઈ આવીએ. (જાય છે)

---

## બીજો પ્રવેશ

**સ્થળ:** રાજમાર્ગ, લોકોની મેદની

### કાનો હજામ

અરે ભાઈઓ ! રોવાના દી' હવે નથી રહ્યા. ખૂબ રોયા, પણ કાંઈ વળ્યું ?

### મનજી પટેલ

સાચું કહ્યું ભાઈ, છાતી કાઢીએ તો બધાં કામ થાય. કહેવત છે કે "હિંમતે મર્દા તો મદદે ખુદા."

### કેરસન લુવાર

ભીખ માગ્યે કાંઇ ન વળે, આપણે તો લૂંટ કરશું.

### કાનો હજામ

સાચું. ખરૂં કે નહીં ભાભા ? તમે તો બ્રાહ્મણના દીકરા છો. કહો તો, લૂંટફાટમાં કાંઇ પાપ ખરૂં ?

### નન્દલાલ

જરાય નહીં. ભૂખ ભાંગવામાં કાંઈ પાપ જ ન બેસે. જુઓ, શાસ્ત્રમાં અગ્નિને પાવક કહ્યા છે; અર્થાત્, અગ્નિ વડે સકળ પાપ નષ્ટ થાય. તો પછી જઠરાગ્નિ કરતાં તો મોટી કોઇ આગ જ નથી !

### બધા

આગ ! હાં આગ ! ઠીક કહ્યું મહારાજ ! જીવતા રહો ! તો પછી એમ જ કરીએ. આપણે આગ જ લગાડી દઈએ. અલ્યા ભાઇ ! આગમાં કાંઇ પાપ જ ન બેસે હો ! હવે તો એ બધાંના ખોરડાં બળીને મેદાન કરી નાખીએ.

**કરસન લુવાર**

મારી પાસે ત્રણ ભાલાં છે.

**મનજી પટેલ**

અને મારી પાસે એક હળ છે. એટલે હવે તો એ તમામ મુગટવાળાઓનાં માથાં, ધૂળનાં ઢેફાંની જેમ ખેડી જ નાખું.

**સલેમાન ઘાંચી**

મારી પાસે ય એક કુવાડી છે. પણ ભાગતાં ભાગતાં ઘેર ભૂલી ગયો છું.

**મનસુખલાલ વાણીઓ**

અલ્યા, તમે તે શું મરવાના થયા છો ? શું બોલો છો ? પહેલાં રાજાને વાત સંભળાવો, પછી જો એ ન સાંભળે તો બીજો વિચાર કરશું.

**કાનો**

હું યે એમજ કહું છું.

**કરસન**

મને પણ એમજ લાગે છે.

**સલેમાન**

હું પણ પહેલેથીજ કહું છું કે ભાઇ, તમે આ વાણીઆના છોકરાને બોલવા દો. ઠીક ત્યારે ભાઈ, તું રાજાથી ડરીશ નહીં ને ?

**મનસુખલાલ**

મને કોઇનો ડર નથી. તમે બધા લૂંટ કરવા તૈયાર થયા, તો પછી હું શું બે વેણ બોલી પણ નહીં શકું ?

મનજી

હુલ્લડ કરવું એ એક વાત, અને ભાષણ કરવું એ બીજી વાત. હું તો જોતો આવું છું કે હાથ હાલે, પણ જીભ ન હાલેઃ

કાનો

મોઢાનું તો કાંઈ કામ જ ન થઈ શકે—અન્ન પણ ન મળે, ને વાત પણ ન બને.

કરસન

ઠીક, પણ તું કહીશ શું ?

મનસુખ

હું કાંઇ દબાઇને નહીં બોલું. હું તો સીધો શાસ્ત્ર જ સંભળાવીશ.

સલેમાન

હેઇ ખરાં! તને શાસ્તર પણ આવડે છે કે ? ભઇ, હું તો પે'લેથી જ કે'તો'તો કે આ વાણીઆના છોકરાને બોલવા દો—ઇ પંડિત છે.

મનસુખ

બસ, હું તો પાધરૂં જ શરૂ કરીશ કેઃ

अति दर्पे हता लङ्का, अति माने च कौरवः ।
अति दाने बलिवर्द्धः सर्वमत्यन्त गर्हितः ॥

હરીઓ કુંભાર

હં, આનું નામ શાસ્તર !

કાનો

(બ્રાહ્મણ પ્રત્યે) કાં ભાભા, તમે તો બ્રાહ્મણના દીકરા છો.

કહો, આ શાસ્તર ખરૂં ને ? તમને તો બધું ય આવડતું હશે.

નન્દ

હા જ તો, આવડે જ તો, શાસ્તર વાંચ્યાં હોય એટલે જાણીએ જ તો. પણ રાજા જો શાસ્તર નહીં સમજે, તો તું એનો અર્થ શી રીતે સમજાવીશ, કહે તો ?

મનસુખ

અર્થાત, બહુ ચડવામાં માલ નથી.

ઝવેર

અલ્યા, આવડી મોટી બાબતનો આવડો જ અર્થ થયો ?

સુલેમાન

એમ ન હોય તો પછી શાસ્તર શેનું ?

નન્દલાલ

બાપા, કુંભાર કણબી જે વાત ટુંકામાં કહી નાખે, એજ વાત મોટાં માણસો મોટી રીતે કરે.

મનજી

વાત તો ઠીક છે. પણ "બહુ ચડવામાં માલ નથી" એટલું કહ્યે શું રાજાની આંખ ઉઘડી જશે ?

ઝવેર

પણ આ એક શાસ્તરથી નહીં પતે, બીજાં શાસ્તર જોશે.

મનસુખ

તો મારી પાસે તો ભંડાર ભર્યો છે. હું કહીશ કે,

लालने बहवो दोषास्ताडने बहवो गुणाः ।
तस्मात् मित्रं च पुत्रं च ताडयेत् नतु लालयेत् ॥

અર્થાત્, તો પછી હે મહારાજ ! અમે શું તમારા પુત્રો નથી ? અમને મારો નહીં. એથી સારૂં ફળ નહીં આવે.

હરીઓ

એ બહુ સારી વાત. કાનને પણ ઠીક લાગે છે.

સલેમાન

પણ એકલા શાસ્તરથી તે કાંઇ ચાલે ? એમાં મારી ઘાણીની વાત ક્યારે આવશે ? સાથે સાથે ક્યાંક મારી ઘાણીની વાત જોડી ન દેવાય ?

નન્દ

જો ને આ મારો બેટો, ઘાણીની સાથે શાસ્તર જોડવા આવ્યો છે ! ગગ્ગા ! શાસ્તર તે શું તારો ઢાંઢો છે ?

ઝવેર વાંઝો

ઘાંચીના છોકરામાં અક્કલ ક્યાંથી હોય ?

કરસન

અને બરડો રીઢો કર્યા વગર અક્કલ ક્યાંથી આવે ? એ તો ઠીક, પણ મારી વાત યાદ રહેશે કે ? મારૂં નામ કરશન છે હો, કેશવો તો મારા ભત્રીજાનું નામ. એ તો બુધકોટમાં રહે છે. એ જ્યારે ત્રણ વરસનો હતો ત્યારે—

હરીઓ

એ બધુંય સમજ્યા—પણ જો કાલ રાજા શાસ્તર ન સાંભળે—

કરસન

તો પછી આપણે શાસ્તર મેલીને શસ્તર લેશું.

કાનો

શાબાસ દોસડા! શાસ્તર મેલીને શસ્તર!

મનજી

અલ્યા, એ કોણ બોલ્યું?

કરસન

(સગર્વ) હું બોલ્યો હું. મારૂં નામ કરસન, કેશવો તો મારા ભત્રીજાનું નામ.

કાનો

ઠીક કહ્યું ભાઇ—શાસ્તર અને શસ્તર—કો'ક દી' શાસ્તર તો કો'ક દી' શસ્તર; ને કો'ક દી' શસ્તર તો કો'ક દી' શાસ્તર.

ઝવેર વાંઝો

પણ આ તો ગોટાળો થયો. છેવટ નક્કી શું થયું? શાસ્તર કે શસ્તર?

સલેમાન ઘાંચી

મારો બેટો વાંઝો ખરો ને! આટલુંયે સમજ્યો નહીં? ત્યારે અત્યાર સુધી આ શું માથાં ફોડયાં? જો, નક્કી એમ ઠર્યું કે: શાસ્તરનો મહિમા સમજવામાં બહુ વાર લાગે, પણ શસ્તરનો મહિમા તો ચપટી વાગે ત્યાં સમજાઇ જાય.

અનેક

(ઉંચે અવાજે) તો પછી ચુલામાં જાય શાસ્તર—ઉપાડો શસ્તર.

[દેવદત્ત પ્રવેશ કરે છે]

દેવદત્ત

લાંબી માથાકૂટની જરૂર નહીં પડે, હમણાં જ ચુલામાં

જાશો, એની જ તૈયારી થાય છે. ભટમજી, ઓરા આવો, શું બોલતા હતા તમે બધા?

### અગ્નિમાન

અમે તો આ પંડિતના છોકરા પાસે શાસ્તર સાંભળતા હતા.

### દેવદત્ત

અરે વાહ! ભારી ધ્યાન દઈને શાસ્તર સાંભળો છો હો! તમારા બરાડા ઠેઠ રાજાજીને કાને સંભળાણા. કેમ જાણે ધોબીવાડામાં આગ લાગી હોય!

### કાનો

તમારે શું દુઃખ ગોર બાપા? તમે તો રાજનાં પાકાં સીધાં ખાઈ ખાઈને રોજ કુદતા જાઓ છો; અને આંહી અમારી ભુખે નાડીયું તુટે છે. અમે શું આ હરખની ચીચીઆરી પાડીએ છીએ?

### મનોજ

આજકાલ હળવું બોલીએ તો સાંભળે છે જ કોણ? આજ તો ચીસ પાડીને જ વાત કહેવી પડે છે.

### કૃષ્ણન

આજ સુધી ખૂબ રોયા કકળ્યા. હવે જોઈએ, બીજો ઉપાય છે કે નહીં.

### દેવદત્ત

શું કહ્યું અલ્યા! તમે બધા બહુ ફાટયા છો. સાંભળવું છે? સાંભળો, કહું છું.

नसमानसमानसमानसमागमनात् समीक्ष्य वसन्तनभः
भ्रमदभ्रमदभ्रमदभ्रमद भ्रमरच्छलतः खलु कामिजनः।

હરીઓ

ઓ મારા બાપ! આ તે શાપ દે છે કે શું?

દેવદત્ત

(મનસુખ તરફ) તું તો મોટા માણસનો દીકરો છે, શાસ્તર પણ જાણુ છ,—બોલ, આ વાત બરાબર કે નહીં? नसमानसमानसमानसम्!

મનસુખ

આહા! બરાબર! આનું નામ તે શાસ્ત્ર; અને હું પણ આ જ વાત કહેતો હતો ને!

દેવદત્ત

(નંદલાલ પ્રત્યે) નમસ્કાર! તમે બ્રાહ્મણ લાગો છો, ખરૂં ને? તમે શું કહો છો? બોલો; પરિણામે આ બધા બેવકુફ બનીને મરવાના કે નહીં? 'अमदअमदअमत्'

નંદલાલ

હું પણ એ જ વાત કહી રહ્યો છું, પણ સમજે છે કોણ, બાપ? બધા ગામડીઆ ખરા ને!

દેવદત્ત

(મનસુખ પ્રત્યે) આ તમામની અંદર એક તું સમજુ માણસ લાગ છ. ઠીક ત્યારે, કહે જોઉં, આંહી બધી સારી વાતો થાતી હતી? (કરસન પ્રત્યે) અને તું પણ ઠીક અક્કલવાળો આદમી લાગ છ; તારૂં નામ શું, ભાઈ?

કરસન

મારૂં નામ કરસનદાસ—કેશવો તો મારા ભત્રીજાનું નામ.

દેવદત્ત

ઓહો! તારા જ ભત્રીજાનું નામ કેશવો કે? ત્યારે તો તમારાં બેઉનાં નામ હું રાજાજીની પાસે ખાસ મકીશ.

હરીઓ

અને અમારૂં શું થશે!

દેવદત્ત

એ હું શું જાણું બાપુ? અત્યારે આંખનાં પાણીડાં પાડવા બેઠા છો, અને થોડી ઘડી પહેલાં કેવો જુદો જ સૂર કાઢતા હતા! એ વાતો શું રાજાજીએ નથી સાંભળી? રાજાજીને તો બધી જ બધી ખબર પડી જાય છે.

બધા

એ ભાઈ સાહેબ, તમારી ગૌ! અમે તો કાંઈ બોલ્યા નથી. એ તો આ કરસનદાસ-કે કુરસનદાસ-શાસ્તરની વાતો કરતો હતો.

કરસન

ચુપ કર, મારૂં નામ બગાડ મા. મારૂં નામ કરસનદાસ છે. હું ખોટું નહીં બોલું-હું તો બોલ્યો હતો કે "જેમ શાસ્તર છે, તેમ શસ્તર પણ છે. જો રાજા શાસ્તરથી ન માને, તો પછી શસ્તર પણ છે." કેમ, ખરૂં કે નહીં, મહેરબાન?

દેવદત્ત

બરાબર બોલ્યો, ભાઈ, તારી લાયકાત પ્રમાણે જ તું બોલ્યો. શસ્ત્ર એટલે શું? શસ્ત્ર એટલે બળ, ખરૂં? હવે તમારૂં સહુનું બળ શું? "दुर्बलस्य बलं राजा" ખરૂં ને!

બાળહીનનું બળ એને રાજા વળી પાછું, "બાળકનું રોદનું બળ"! શું? અને તમે બધા રાજાજીની આગળ તો બાળકજ બન્યાઓ, ખરૂં? એટલે કે, ટુંકામાં, રોવું કકળવું એ તમારાં શસ્ત્ર, વાહ! ભારે બુદ્ધિની વાત! પ્રથમ તો મને કાંઈ સમજાયું નહોતું. તારૂં નામ તો યાદ રાખવું જ પડશે. તારૂં નામ શું, ભાઇ?

**કરસન**

મારૂં નામ કરસનદાસ—કેશવો તો મારો ભત્રીજો.

**બધા**

એ મહેરબાન! અમને માફ કરો.

**દેવદત્ત**

હું માફ કરનારો કોણ, ભાઈ? હવે રાજાજીની આગળ રોકકળ કરી જુઓ, જો એ માફ કરે તો.

---

## ત્રીજો પ્રવેશ

સ્થળ: અંત:પુર-પ્રમોદવન

વિક્રમદેવ અને સુમિત્રા

**વિક્રમદેવ**

લજ્જાથી નમેલી નવોઢા સમી આ રસીલી નિરવ સંધ્યા, ઓ પ્રિયતમે, મંદ મંદ પગલે કુંજમાં ચાલી આવે છે, અને જુઓ, સામે પેલી ગંભીર રાત્રિ, એ કનક-કાંતિને

પી જવા પોતાનો અનંત અંધકાર પાથરીને ઉભી છે. હું મે એની માફક મારૂં હૃદય પ્રસારીને ઉભો છું—તમારા એ હાસ્યનું, એ રૂપનું અને એ જ્યોતિનું પાન કરી જવા માટે, પ્રિયે! આવો, સોનાની પગલીઓ પાડતાં પાડતાં આવો, દિવાલોકને તીરેથી આ અગાધ અંતઃકરણના અંધારા સાગરમાં ઉતરી આવો. કહો, ક્યાં હતાં વ્હાલી?

### સુમિત્રા

સદા તમારીજ પાસે રહું છું, પ્રભુ, બીજે ક્યાંય નહીં. વિશ્વાસ ધરજો કે નિરંતર હું તમારીજ છું. કદાચ ગૃહ-કામમાં ગુંથાયલી હોઉં, તો સમજજો સ્વામી, કે એ ગૃહ મે એ કામ તમારાંજ છે.

### વિક્રમદેવ

જવા દો એ ઘરને, અને એ ઘરનાં કામને. રાણીજી, તમે આ સંસારનાં નિવાસી નથી, હૃદયનાં પ્રાણી છો. તમારાં ઘરબાર તો મારા અંતરમાં છે, બીજે તમારૂં ઘર ન હોય. સંસારનાં કામકાજ ભલે સંસારમાં પડ્યાં સડતાં.

### સુમિત્રા

બસ, શું તમારા અંતરમાંજ વસનારી હું? બાહેરની નહીં નાથ? ના, ના! હું તો તમારી અંદર અને બહાર, બેયની અધિકારિણી. અંદરની હું તમારી પ્રેયસી, અને બાહેરની તમારી મહિષી.

### વિક્રમદેવ

હાય, વ્હાલી, એ સુભાગી દિવસ આજે કાં સ્વપ્ના સમો મનમાં લાગે? એ દિવસ, જ્યારે આપણું પહેલી

વારનું મિલન થયું. એ મિલન! કેવી એ પ્રથમ પ્રેમની રોશની! જોતજોતામાં તો જાણે આખા દેહ અને દિલ ઉપર કેવું જોબન વિકસી પડેલું! રાત્રિએ હૈયાં કેવાં ધ્રુવતાં હતાં? કેવી એ આંખોની પાંપણો પર ઝુલતી લજ્જા! જાણે ફુલોની પાંખડી પર ઝાકળનું બિન્દુ હીંચી રહેલું! અને કેવું એ અધર પરનું હાસ્ય! સંધ્યાની પવન-લહરીઓથી કમ્પતી, દીવાની જ્યોત જેવી એ હાસ્ય-જ્યોત પણ ઘડીમાં ઝલકતી હતી, ને ઘડીમાં બુઝાતી હતી; ઓ! નયને નયન મળતાં, ત્યાં તો નજર પાછી વળી જતી; અંતરમાં કૈં કૈં વાતો ઉભરાતી હતી; એ કૌતુક જોતો ગગનમાં ચંદ્ર હસતો હતો; અને બારી પાસે લપાઇને તારાઓ ડોકીઆં કરતા હતા; ત્યારપછી—ત્યારપછી તો પ્રભાતે છલ છલ થતી એ આંખો, વિયોગની બ્હીકે એ ગાઢ આલિંગન, અને ઘડીભરની જુદાઇથી પણ વ્યાકુળ બની જતું એ હૃદય! તે દિવસે ગૃહ-કાજ ક્યાં હતાં? ક્યાં હતી, ઓ પ્રિયે, સંસારની એ ફિકરચિંતાઓ?

### સુમિત્રા

તે દિવસે તો આપણે બે નાનાં નાનાં છોકરાં હતાં; અને આજે તો, પ્રભુ, આપણે રાજા રાણી છીએ.

### વિક્રમદેવ

રાજા રાણી! ક્યાં છે રાજા? ક્યાં છે રાણી? ના. હું રાજા નથી! આજ તો સુનું સિંહાસન રડે છે! અને ઓ રાણીજી! આ રાજકાર્યના ગંજે ગંજ પડ્યા છે, તે તો તમારા ચરણો નીચે ચગદાઇને ચૂરેચૂરા બની જાય છે.

સુમિત્રા

અરે ! અરે ! આ શું બોલો છો સ્વામી ? સાંભળીને હું લાજી મરું છું. આનું નામ શું પ્રીતિ ? મધ્ય-આકાશે ચડેલા સૂર્યને કોઈ વાદળી ઢાંકી દેખે તે માફક શું આ પ્રીતિએ તમારા ઉજ્જવલ પ્રતાપને ઢાંકી દીધો છે ? સાંભળો વ્હાલા, તમે તો મ્હારૂં સર્વસ્વ છો-મહારાજા છો, અને સ્વામી છો. હું તો માત્ર તમને અનુસરનારી એક છાયા છું-વિશેષ કંઈ નહીં. મને ન શરમાવો; રાજલક્ષ્મીના કરતાં મે અદકી વ્હાલી મને ન કરો, નાથ !

વિક્રમદેવ

મારો પ્રેમ તું શું નથી માગતી ?

સુમિત્રા

માગું છું; પણ જરીક, બધો નહીં. તમારા હૃદયના એક ખૂણામાં મને આસન આપો; પણ આખું યે હૃદય મને ન આપી બેસો, પ્રભુ !

વિક્રમદેવ

ઓ ! આજ સુધી મે ન સમજાયું આ નારીનું હૃદય.

સુમિત્રા

પ્રભુ, તમે પુરૂષો બધા; તમારે તો મોટાં વડવૃક્ષોની માફક દૃઢ બનીને, ઉંચે સ્વબળથી ઉભા રહેવું ઘટે. એમ ન હોય તો અમે અબળા-વનવેલીઓ શી રીતે તમારી આસપાસ વીંટાઈને આશરો પામશું ? તમે પુરુષો જો તમારાં આખાં ને આખાં હૃદય અમને આપી બેસશો, તો પછી

અમારી પ્રીતિ ઝીલનારૂં કોણ રહેશે ? અમારા સંસારનો ભાર વહેનાર કોણ રહેશે ? થોડી પ્રીત રાખો; થોડી વળી બેપરવાઈ બતાવો; જરી વળી છુટા ફરો; એજ તમને શોભે, સ્વામી. તમે પુરૂષો તો પ્રચંડ વડલા જેવા રહો. હજારો પંખી માળા બાંધે, પ્રવાસીઓ વિસામા કરે, ને તપેલી ધરણીને શીળી છાંયડી મળે; મેઘ રાજાના તો તમે બાંધવ, વાવાઝોડાના સમોવડીઆ, અને લતાઓના તમે આશરા કહેવાઓ, વ્હાલા !

## વિક્રમદેવ

એ વાતોને પડતી મેલો. જુઓ પ્રિયે, આ સંધ્યાને સમય, કેટકેટલાં પંખી-યુગલ કિલકિલાટ બંધ કરીને માળામાં ચુપચાપ પ્રેમ-સુખથી પોઢી રહ્યાંછે ! તો પછી શા માટે આપણે બન્ને જ વાતો ઉપર વાતો વરસાવતાં બેસીએ ? આવો, વાતોના દરવાજા બંધ કરીને એ દરવાજે આપણા અધરોને પહેરગીર બનાવી પરસ્પર લગાવી દઈએ.

(ચુંબન કરવા જાય છે)

(કંચુકી પ્રવેશ કરે છે)

## કંચુકી

મહારાજ ! મંત્રીજી પધાર્યા છે. તે અબઘડી જ મળવા માગે છે, કહે છે કે તાકીદનું રાજ-કામ છે; રોકાવાય તેમ નથી.

## વિક્રમદેવ

હું, મંત્રી અને રાજ-કામ, જાઓ બધાં જહાનમમાં. મંત્રીની સાથે ભલે આ રાજપાટ પણ રસાતાળ જાતું !

(કંચુકી જાય છે)

### સુમિત્રા

જાઓ વ્હાલા, જાઓને!

### વિક્રમદેવ

બસ, વારે વારે જવાની જ વાત! રે નિષ્ઠુર, હૃદયહીન, બસ, જાઓ જાઓ, અને કામ કામ? તું જાણે છે કે હું જઇ શકતો નથી? આ ચાલ્યો; ક્યાં રહેવાની પરવા છે? બે હાથ જોડીને કોણ તારી કૃપાનાં અમોલાં બિન્દુઓ માગે છે? આ ચાલ્યો. (રાણીની આંખમાં આંસુ આવે છે) ના, ના; ઓ અંતરને બાઝેલી મારી વેલી! મને માફ કર; આંખો લૂછી નાખ, મારા સમ. એ દીન મ્હોં બદલી નાખી, એક વાર હસ; અગર ભલે, એક વાર કોપની ભ્રૂકુટિ ચડાવ; લે, મને સજા કર; તિરસ્કાર કર.

(પગે જવા જાય છે)

### સુમિત્રા

ના પ્રભુ! પાસે ન આવતા, અત્યારે સમય નથી હો! લ્યો, આ મેં આંસુ લૂછી નાખ્યું; બસ? હવે જાઓ રાજને કામે.

### વિક્રમદેવ

હાય રે નારી, તારૂં અંતર આવું કઠોર? ખરૂં જ કહું છું પ્રિયા, કાંઇજ કામ નહીં હોય. બસ, નકામા મને હેરાન કર્યા કરે છે. શું કામ હોય? વસુંધરામાં ભરપૂર અન્ન પાક્યું છે, પ્રજા સુખમાં મહાલે છે, ને રાજવહીવટ પણ વિના વિઘ્ને ચાલ્યા કરે છે; આ તો આપણા જ્ઞાની અને વૃદ્ધ મંત્રી લગાર વધુ પડતા સાવધાન ખરા ને, એટલે નાનકડી મુશ્કેલી માટે પણ બહુ પજવ્યા કરે છે.

### સુમિત્રા

ના, ના, એમ ન હોય. ઓ, સાંભળો આક્રંદના સૂર આવે છે–દુઃખી પ્રજા જાણે બોલાવે છે! ઓ મારાં બચ્ચાંઓ, તમે નમાયાં નથી હો! હું બેઠી છું, હજી હું જીવતી બેઠી છું, આ રાજ્યની હું રાણી છું, તમારી જનેતા છું. આ આવી.

(જાય છે)

---

## ચોથો પ્રવેશ

---

સ્થળ: અંતઃપુરનો ઓરડો

### સુમિત્રા

કેમ હજુ યે ન આવ્યો એ પુરોહિત? આ આક્રંદનો અવાજ તો બહુ વધવા લાગ્યો!

(દેવદત્ત આવે છે)

### દેવદત્ત

જય થાઓ મહારાણીનો!

### સુમિત્રા

મહારાજ, આ કોલાહલ શાનો છે?

### દેવદત્ત

અરે રાણી મા! તમે વળી ક્યાંથી એ સાંભળી ગયાં! તમારે તે એ બધું સાંભળવાનું હોય? તમે તમારે કાનમાં પુમડાં નાખીને લ્હેર કરો ને! અરે રે! આ ચીચીઆરીઓ ઠેઠ અંતઃપુરમાં પહોંચી ગઇ! રે પ્રભુ! ત્યાં પણ શાંતિ નહીં કે? માજી, હુકમ કરો તો હમણાંજ લશ્કર લઇને

આઉં, ને તાબડતોબ એ તમામ નવસ્ત્રાં, નિર્જળાં દુકાળીઆંને શેરીએ શેરીમાંથી હાંકી કાઢું.

સુમિત્રા

પણ કહો તો, થયું છે શું?

દેવદત્ત

અરે કાંઈ યે નથી, કાંઈ! એ તો ફક્ત ભૂખમરો, સાળાં ગરીબ માણસોનો ભુંડો ભૂખમરો છે. બસ ફક્ત ભૂખનાં માર્યાં એ બધાં રેઢીઆર જંગલી પ્રજાજનો કઠોર અવાજે કીકીઆરી કરી રહ્યાં છે! જંગલી ખરાં ને! એની ચીસોથી આપણા બગીચાની બિચારી કોયલો ને બપૈયાઓ પણ થડકીને ચુપ થઈ ગયાં; એવા જંગલી લોકો!

સુમિત્રા

અરે રે! કોણ એને ભૂખે મારે છે?

દેવદત્ત

બીજું તે વળી કોણ? એ અભાગીઆંનું કિસ્મત! સાળી ગરીબ રૈયતને આજ આટલા દિવસ સુધી અરધું જ અન્ન મળે છે, તોય ભૂખ્યાં રહેવાની આદત જ ન પડી! કેવી નવાઇની વાત!

સુમિત્રા

હેં હેં મહારાજ, આ શું બોલો છો? વસુંધરામાં અન્ન ભરપૂર પડ્યું છે તો યે પ્રજા ભૂખમરો ભોગવે છે?

દેવદત્ત

એ અનાજ શું એના બાપનું છે! એ તો જેની વસુંધરા, તેનું અન્ન. વસુંધરા કાંઇ ગરીબ લોકોના બાપની નથી.

જે બધાં તો યજ્ઞ-મંડપનાં કૂરકૂરીઆંની માફક લસલસતી જીભ લબડાવતાં લબડાવતાં એક પડખે પડયાં રહે; નસીબમાં હોય તો કોઈક દિવસ વળી હવનના ચોખા પામે, ઠીક વળી એઠું ચાટવાનું મળે. એ તો યજ્ઞવાળા કરૂણા કરે તો બચે; નહીં તો રોતાં રોતાં રસ્તે રઝળીને મરી ખૂટે.

સુમિત્રા

ત્યારે શું રાજા નિર્દય થયો છે? દેશમાં શું રાજા નથી?

દેવદત્ત

કોણ કહે છે રાજા નથી? એક હજાર રાજા છે.

સુમિત્રા

તો કદાચ રાજ-કાર્યોમાં પ્રધાનોની નજર નહીં હોય એમ લાગે છે.

દેવદત્ત

નજર ન હોય? એ શું બોલ્યાં માજી! નજર તો અજબ છે! ઘરધણી ઘોરતો હોય એટલે શું ઘરમાં ચોરની નજર ન હોય? જેવી શનિશ્વરની નજર, એવી જ એની નજર! અને એમાં એ આપડાઓનો શો વાંક? પરદેશમાંથી બિચારા ઠાલે હાથે આંહી-આટલે આઘે આવ્યા છે, એ શું બે હાથ ઉંચા કરીને ગરીબ પ્રજાને આશીર્વાદ દેવાના શોખથી?

સુમિત્રા

પરદેશથી? કોણ એ? મારાં પીયરીયાં જ ન હોય!

દેવદત્ત

હા, માજી, રાણીમાનાં જ એ પીયરીયાં, અને રયતના કંસમામા!



સુમિત્રા

કોણ જયસેન ? એ શું કરે છે ?

દેવદત્ત

બિચારા જયસેન મામા તો ઉત્તમ રાજકારભાર ચલાવવામાં તલ્લીન બની ગયા છે. સિંહગઢ તાલુકામાં એમણે એવો વહીવટ ચલાવ્યો છે કે પ્રજાને અન્ન વસ્ત્રની બધી આફત જ મટી ગઈ. બાકી ફક્ત હાડ ચામ બે જ રહ્યાં છે.

સુમિત્રા

અને શિલાદિત્ય ?

દેવદત્ત

એમની નજર વેપાર ખીલવવામાં જ રોકાઈ ગઈ છે. વાણીઆઓને માથે નાણાંનો બહુ ભાર હતો. એ બધો એમણે ઓછો કરીને પોતાને શિરે ઉઠાવી લીધો છે.

સુમિત્રા

અને યુધાજિત ?

દેવદત્ત

એમની ભલાઈની શી વાત કરવી ! વાણીમાં કેવી મીઠાશ ઝરે ! હમણાં એ વિજયકોટ તાલુકો સંભાળે છે. મ્હોંમાં બસ 'બાપુ ! બેટા !' વિના બીજો શબ્દ નહીં. માત્ર નજર ત્રાંસી કરીને ચોમેર નિહાળી લ્યે, અને ધરતી માતાના બરડા ઉપર ધીરે ધીરે હાથ ફેરવતા ફેરવતાં જે કાંઈ હાથમાં આવે તે ખૂબ જતનપૂર્વક ઉપાડી લ્યે. યુધાજીત મામાની શી વાત ?

### સુમિત્રા

કેવી શરમની વાત ! કેવા પાપાચાર ! અરરર ! મારાં સગાં ! મારા બાપનું નામ કાળું કર્યું ! ના, ના, એ કલંકને હું ધોઈ નાખીશ. ઘડી પણ નહીં સાંખું !

(જાય છે)

---

## પાંચમો પ્રવેશ

---

સ્થળ: દેવદત્તનું ઘર

(ગોરાણી નારાયણી ઘરકામમાં પરોવાયેલાં છે. દેવદત્ત પ્રવેશ કરે છે.)

### દેવદત્ત

કાં પ્રિયે, ઘરમાં કાંઇ છે કે નહીં ?

### નારાયણી

હા, હવે બાકી એક મારું ખોળીયું રહ્યું છે. એ પણ ન રહે તો આફત ટળે !

### દેવદત્ત

વળી પાછું શું થયું ?

### નારાયણી

તમારે તો જાણે રસ્તામાંથી ગોતી ગોતીને રાજમાં જેટલા ભિખારી છે એ બધાને આંહી ઉપાડી લાવવા; અને આંહી ઘરમાં એક ઠીકરૂં યે નથી રહ્યું. ઢસરડા કરી કરીને મારૂં શરીર પણ તુટી ગયું.

### દેવદત્ત

શું હું નકામો આણું છું આ બધાને ? તમને ખબર નથી ગોરાણી, પણ હાથમાં કામકાજ હોય તો તમને પણ

ઠીક રહે અને પરિણામે મને પણ ઠીક રહે. બીજું વળી વ
મને પણ તમારી આ જીભ તો છાની રહે ને!

નારાયણી

એમ! તો લ્યો આ અમે મુંગાં મર્યાં. અમારી વાત તમારાથી ખમાતી નથી એ કોને ખબર હતી? તે તમને કોણ પાણો મૂકે છે કે અમારી વાત સાંભળો?

દેવદત્ત

તમેજ કહો છો; બીજું તે કોણ? એક વાત હું ન સાંભળું તો એક સાથે દસ સંભળાવો છો.

નારાયણી

એમ કે? એક સાથે દસ સંભળાવું છું, કાં? સારૂં. આ મુંગાં મર્યાં. મુંગી મરૂં તોજ તમારાથી જીવાશે. માડી, હવે કાંઇ એ દિવસ રહ્યા છે? એ દિવસો તો ગયા. હવે તો નવીન મ્હોંની નવી નવી વાતો સાંભળવા મન તલપતું હશે! અમારી વાતો તો હવે જુની થઇ ગઇ, ખરૂં ને?

દેવદત્ત

ઓ મારા બાપ! હવે વળી નવા મોઢાની નવી વાતો! સાંભળતાં જ પેટમાં ઝાળ થાય છે. પણ હવે તો આ જુની વાતો સાંભળવાનો અભ્યાસ થતો આવે છે. ફિકર નથી.

નારાયણી

એમ કે? બહુ સારૂં; ઝાળ થતી હશે તો હવે મુંગાં મરી રહેશું. હવે એક અક્ષરે ન બોલયો! પહેલેથીજ કહી દેવું હતું ને! હું શું જાણું કે ઝાળ થતી હશે? જાણતી હોત તો કોણ તમને........

દેવદત્ત

આઆઉ મેં નહોતું કહ્યું ? કેટલી કેટલી વાર કહ્યું છે ! પણ એ તો પત્થર પર પાણી.

નારાયણી

એમ કે ? તો બહુ સારૂં. આજથી મુંગા મરશું. બળ્યું ! તમને ય સુખ, અને મને ય સુખ. હું શું વિના કારણે બકયા કરૂં છું ? તમારા આ ચાળા જોઇને...........

દેવદત્ત

આનું નામ જ મુંગા મરવું કહેવાય કે ?

નારાયણી

બહુ સારૂં. (મ્હો ફેરવે છે)

દેવદત્ત

પ્રિયે ! પ્રેયસી ! મધુરભાષિણી ! કોકિલગંજીની

નારાયણી

જાઓ, હવે બસ કરો. જરા શરમાઓ.

દેવદત્ત

રોષ કરો ના પ્રિયે, કોકિલના જેવો રંગ મેં નથી કર્યો; પણ કોકિલ સમો મીઠો કંઠ કર્યો છે હો !

નારાયણી

જાઓ જાઓ, હવે બકો મા. પણ હું સાફ સંભળાવી દઉં છું કે હવે જો ભિખારાં ઉપાડી આવશો, તો મારી મારીને કાઢી મૂકીશ, કાં હું પોતેજ બાવણ બનીને વનમાં ચાલી નીકળીશ.

### દેવદત્ત

તો હું યે તમારી પાછળ આવીશ, અને આ ભિખારી બધાં પણ આવવાનાં.

### નારાયણી

ખરૂં છે. શાસ્ત્રમાં ખોટું કહ્યું છે કે ઘરની ઉઠી વનમાં ગઈ, તો ત્યાંય લાગી આગ ? મારા ભાગ્યમાંજ શાંતિ નથી.

(નારાયણી જાય છે)

( ત્રિવેદી માળા ફેરવતા ફેરવતા આવે છે )

### ત્રિવેદી

શિવ ! શિવ ! શિવ ! તું રાજ-પુરોહિત થયો, એમ કે ?

### દેવદત્ત

થયો છું તો ખરો ! પણ એમાં રોષ શીદને કરો છો ત્રવાડીજી ? એમાં મેં કાંઇ દોષ નથી કર્યો, નથી માળા જપી, કે નથી ભગવાનનું નામ લીધું. એ તો રાજાની મરજી થઈ !

### ત્રિવેદી

હરિ ! હરિ ! પિપિલિકાનો પક્ષચ્છેદ થયો !

### દેવદત્ત

મારા ઉપરનો ગુસ્સો બિચારા શબ્દ-શાસ્ત્ર ઉપર કાં ઉતારો ? 'પક્ષચ્છેદ' ન કહેવાય, પક્ષોદ્ભેદ.

### ત્રિવેદી

છેદ અને ભેદ, બધું એકનું એક. કથામાં પણ છેદ ભેદ

કહેવાય છે ને ! હે ભવેશ્વર ! ગમે તેમ હોય, બાકી તારે તો જેટલો મોટો થવાનું હતું તેટલો તું થઇ ચુકયો—

દેવદત્ત

ના, ત્રવાડીજી ! પૂછો ગોરાણીને, હજી એમ કાંઈ મારી જુવાની નથી ચાલી ગઇ !

ત્રિવેદી

હું પણ એજ કહું છું. જુવાનીના મદમાં ને મદમાં જ તું આટલો ચડી ગયો છે; અને હવે તું મરવાનો છે. હે....એ હરિ ! હે... એ દીનબંધુ પ્રભો !

દેવદત્ત

બ્રહ્મવાકય મિથ્યા થાય જ નહીં, એટલે હું સાચે જ મરવાનો. પરંતુ તે માટે આપને કાંઇ ખાસ તસ્દી નહીં લેવી પડે, ત્રવાડીજી; જમરાજા પોતેજ એ બધું કરવાના. બાકી તો આપના કરતાં મારી સાથે એમને કાંઇ વિશેષ સગપણ નથી–તમામ પ્રત્યે એમની તો એકસરખી જ દૃષ્ટિ છે.

ત્રિવેદી

પણ તારા દહાડા હવે તો ખવાઇ રહ્યા છે, દેવદત્ત ! હે....એ દયાળુ પ્રભુ !

દેવદત્ત

તે તો હવે શી રીતે જાણવું ? બાકી આજ કાલ તો અનેક માણસો મરે છે–કોઇ ગળે ફાંસો ખાઇને, તો કોઇ ગળે ગાગર બાંધીને; કોઈ વળી સર્પદંશથી યે મરે છે; પણ બ્રહ્મશાપથી કોઈ મર્યો સાંભળ્યો નથી. હા, બ્રાહ્મણનો ડંડો ખાઇને કોઈ કોઈ મર્યા હશે, પણ બ્રાહ્મણને બોલ્યેથી તો કોઈ ન મરે. એટલે પછી, મારાથી જો વેલાસર ન મરી

શકાય, તો આપ રોષ ન કરતા, મહાશય; એમાં મારો વાંક નથી, કાળનો વાંક છે.

### ત્રિવેદી

અહો, પ્રણિપાત ! શિવ, શિવ, શિવ !

### દેવદત્ત

બીજું કાંઈ પ્રયોજન હોય તો ફરમાવો.

### ત્રિવેદી

ના, ના, આ તો તને માત્ર આટલા સમાચાર દેવા જ આવેલો. હે....એ દયાળુ ! હાં, હાં, તારા વાડામાં એક બે પનકાળાં પાક્યાં હોય તો લાવને ! મારે જરા જરૂર છે.

### દેવદત્ત

ત્યારે એમ જ વહોને ! લ્યો, લાવી આપું.

(જાય છે)

---

## છઠ્ઠો પ્રવેશ

---

**સ્થળ: અંતઃપુર–પુષ્પોદ્યાન**

**વિક્રમદેવ અને રાજાનો વૃદ્ધ મંત્રી–અમાત્ય**

### વિક્રમદેવ

એવી બનાવટી વાતો કે જૂઠા આરોપો ન સાંભળો. યુધાજિત, જયસેન અને ઉદયભાસ્કર તો લાયક સજ્જનો છે. અપરાધ એ બિચારાઓનો એક જ કે તેઓ વિદેશી છે. એટલા જ કારણે આ રાજ્યની પ્રજાના હૃદયમાં ભડભડતો ઇર્ષ્યાનો અગ્નિ, નિન્દારૂપી કાળા ધુમાડાના ગોટે ગોટા કાઢી રહ્યો છે.

### અમાત્ય

આપ ઇન્સાફ કરો, હજારો પૂરાવા બતાવું.

### વિક્રમદેવ

બીજા કયા પૂરાવા હતા? આવું જબરદસ્ત રાજ્ય વિશ્વાસને બળે જ ચાલી રહ્યું છે; અને સહુ બિચારા પોતપોતાનું કર્તવ્ય કાળજીથી બજાવી રહ્યા છે. લોકોની ખણખોદ સાંભળીને રોજ રોજ અધિકારીઓના ઈન્સાફ કરવા બેસવું, એ રાજાનું કામ નથી. જાઓ આર્ય, ઘેર જાઓ; મારા આરામમાં ભંગ ન પાડો.

### અમાત્ય

મને મંત્રીજીએ જ મોકલ્યો છે, અને રાજના એક અગત્યના કામ વાસ્તે આપની મુલાકાત થવા આજીજી મોકલી છે.

### વિક્રમદેવ

રાજ્ય અને રાજ-કાર્ય તો સદા છે જ ને; પરંતુ આરામનો સુમધુર અવસર તો વચ્ચે વચ્ચે કોઇ કોઈ વાર જ આવે છે; અતિ ભીરૂ અને સુકુમાર એ મધુર સમય. નાજુક ફુલની માફક ખીલીને જરા વારમાં તો ઝરી પડે: એ મધુર ક્ષણને, અકાલ ચિંતાના ભારથી ભાંગી નાખવું કોને ગમે? અને આરામ પણ કર્તવ્યનું એક અંગ જ છે ને!

### અમાત્ય

ત્યારે રજા લઉં છું મહારાજ!

(જાય છે)

(રાણીના આત્મીય અમાત્ય પ્રવેશ કરે છે)

### અમાત્ય

પ્રભુ! ઇન્સાફ કરવાની આજ્ઞા આપો.

### વિક્રમદેવ

કોનો ઈન્સાફ ?

### અમાત્ય

મેં તો સાંભળ્યું છે મહારાજ, કે નિર્દોષને માથે જૂઠાં તહોમતો—

### વિક્રમદેવ

સાચાં થશે ! એમ ને ? ફિકર નહીં. મને જ્યાં સુધી તમારા બધાના ઉપર વિશ્વાસ છે ત્યાં સુધી ચુપચાપ પડયા રહો. અને જે દિવસ એ મારો વિશ્વાસ તૂટશે, તે દિવસ હું સ્વયમેવ સત્યાસત્યનો ન્યાય કરીશ. જાઓ !

(જાય છે)

### વિક્રમદેવ

હાય રે ! કેવું કષ્ટમય આ માનવ-જીવન ! ડગલે ને પગલે નિયમોનાં બંધનો; પોતાની રચેલી જાળમાં મનુષ્ય પોતેજ કેવો ફસાયો છે ! આકાંક્ષાનું અશાન્ત પંખી જાણે પિંજર સાથે માથાં પટકી પટકીને મરે છે. શા માટે આ કારમી પરાધીનતા ? શા સારૂ આટલી આત્મ-પીડા ? શા કારણે આ કર્તવ્યનું કેદખાનું ? અલી માધવી લતા ! વસન્તની એ આનંદ-મંજરી ! સાચી સુખી તો તું જ છે હો ! તારે તો સદા પ્રભાતના પ્રકાશમાં રમવું, રાત્રિનાં ઝાકળ બિન્દુઓ ઝીલવાં, બસ તારે તો કેવળ સુગંધ, પરાગ અને ભમરાઓનાં ગીત ! તારે તો બસ વાયુના હિલોળા ! રાત્રીએ તારે મુલાયમ પાંદડાંની પથારીમાં પોઢવું, દિવસભર ખીલીને બસ ચુપચાપ આસમાની આકાશની સામે જોયા કરવું; અને ત્યાર પછી આખરે ધીરે ધીરે, નિરવે, આસમાની ઘાસની અંદર ઝરી પડવું ! ન

દલીલો સાંભળવી, ન નિયમોમાં બંધાવું, રાત્રિએ સૂતાં સૂતાં ન સંશયોના મર્મદંશ, કે ન તો ભગ્નપ્રેમના ઠાલા આવેશ !

(સુમિત્રા પ્રવેશ કરે છે)

આવી કે, પાષાણી ! દિલમાં દયા ઉપજી કે આખરે ? સંસારનાં બધાં કામકાજ પૂરાં થયે, બધાને અંતે વળી આ સેવક સાંભરી ગયો ને શું ? ઓ વ્હાલી, તું શું નથી જાણતી કે સંસારના સકળ કર્તવ્યથી પ્રેમ વધુ મહત્ત્વનો છે ?

સુમિત્રા

હાય, ધિઃકાર છે મને ? હું શી રીતે સમજાવું, પ્રભુ, કે તમને છોડી જાઉં છું તે પણ તમારા પરના એ પ્રેમનેજ કારણે ? આ દાસીની વિનતિ સાંભળો, મહારાજ ! આ રાજની પ્રજાની હું માતા છું. આજ એ અભાગી સંતાનોનું કલ્પાંત મારાથી નથી સંભળાતું, પ્રભુ. એ પીડાતી પ્રજાને બચાવો.

વિક્રમદેવ

એટલે ? તમારે શું કહેવું છે રાણી ?

સુમિત્રા

એજ કહેવું છે કે મારી પ્રજાને પીડે છે, તેઓને દૂર કરો, રાજા !

વિક્રમદેવ

એ બધા કોણ છે, જાણો છો !

સુમિત્રા

જાણું છું.

### વિક્રમદેવ

એ બધા તમારાં જ સ્વજનો છે.

### સુમિત્રા

ના, મહારાજ! મારાં સંતાનોથી અધિક એ મારાં સ્વજનો નથી. મારાં સ્વજનો તો એ બધાં અનાથો, કે જે આ રાજ્યમાં પીટાય છે ને ભૂખે ટળવળે છે. રાજ-છત્રની છાંયડી નીચે છાનામાના જેઓ શિકારની શોધમાં ફરી રહ્યા છે, તે મારા ન હોય-તે તો ચોર છે, લૂંટારા છે.

### વિક્રમદેવ

એ બધા તો તમારા યુધાજીત, શિલાદિત્ય અને જયસેન!

### સુમિત્રા

આ ક્ષણે જ કાઢી મૂકો એ બધાને.

### વિક્રમદેવ

એમ એ કાંઈ જશે? આંહી અમનચમન ઉડાવે છે. વિના યુદ્ધ એક ડગલું પણ તેઓ નહીં ખસવાના.

### સુમિત્રા

તો યુદ્ધ કરો.

### વિક્રમદેવ

યુદ્ધ કરો! હાય રે રાણી, તું શું સ્ત્રી છે? ભલે, ભલે, હું યુદ્ધ ચડીશ. પરંતુ તે પહેલાં, તું વશ થઇ જા, એક વાર તું મારે અધીન બની જા. ધર્માધર્મ, પારકાં, પોતાનાં, અને સંસારનાં કામ—એ તમામને છોડી તું બસ મારી એકલાની બની જા. તો પછી હું તૃપ્ત બનીને

આખી દુનિયાને જીતવા બહાર નીકળી પડીશ. પણ જ્યાં સુધી તું મને અતૃપ્ત, તરફડતો રાખીશ, ત્યાં સુધી હું નહીં ખસું, તારા કિસ્મત સમો હું તારી સાથે જ રહેવાનો.

## સુમિત્રા

તો પછી મને આજ્ઞા કરો મહારાજ, હું મહારાણી તરીકે મારી મેળે મારી પ્રજાની રક્ષા કરીશ.

(જાય છે)

## વિક્રમદેવ

આમ જ તેં મને વ્યાકુળ કરી મૂક્યો છે, ઓ રાણી! તું તો તારા મહિમા–શિખર પર બસ એકેલી જ બેઠી છો; મારાથી ત્યાં ન પહોંચાયું. નીચે ઉભો ઉભો દિવસ ને રાત હું તારી સામે જ તાકી રહ્યો છું. તું ક્રમે જાય છે, ને હું તને જ જોતો જોતો ભટકું છું. હાય હાય! તારૂં ને મારૂં મિલન શું કદી નહીં બને?

(દેવદત્ત પ્રવેશ કરે છે)

## દેવદત્ત

જય થાઓ મહારાણીનો. મહારાણી ક્યાં? આપ એકલા કેમ મહારાજ?

## વિક્રમદેવ

પણ તું શા માટે આંહી આવ્યો છે! બ્રાહ્મણની ખટપટ અંતઃપુરમાં પણ પહોંચી છે કે? બોલ, રાજ્યના ખબરો રાણીને કોણે દીધા?

## દેવદત્ત

રાજ્યના ખબર તો રાજ્ય પોતે જ દઈ રહ્યું છે ને! એ તો બસ પોતાનાં જ દુઃખ શડો પાડીને રડી રહ્યું છે—

એને કાંઈ મનમાં થાય છે કે આપના આરામમાં કેટલી ખલલ પહોંચતી હશે! બાકી, મારી બ્હીક ન રાખશો, મહારાજ. હું તો [illegible]માની પાસે થોડી ભિક્ષા માગવા આવ્યો હતો. [illegible] બ્રાહ્મણી બિચારી માંદી મરે છે, ઘરમાં અનાજ નથી, [illegible] સુવાની કશી તાણ નથી.

### વિક્રમદેવ

મારાં રાજ્યની પ્રજા સુખમાં જ રહો! સુખી જ બનો! શા માટે આટલું [illegible] ને આટલાં કલ્પાંત? આ અત્યાચાર, સિતમ [illegible] ગેરઈન્સાફ—આ બધું શા માટે? મનુષ્ય ઉપર [illegible] શા સારૂ આટલો ત્રાસ? દુર્બળોનાં નજીવાં સુખો ને [illegible]ની શાંતિ; તેના ઉપર પણ સમર્થોની આવી કૂડી નજર કાં? જાઉં અને જોઉં તો ખરો, કાંઇ શાંતિનો ઈલાજ સૂ[illegible] છે?

---

## [illegible]મો પ્રવેશ

---

[illegible]થ[illegible]: મંત્રણાગૃહ

[illegible] અને મંત્રી

### વિક્રમદેવ

જેટલા જેટલા વિદેશી ચોરો છે, તે તમામને આ ક્ષણે જ બહાર [illegible]લો. આ તો હંમેશની પીડા, દિવસ રાતનો ભય, અને આખા રાજ્યમાં બસ આક્રંદ આક્રંદ આક્રંદ! પીડાતી પ્રજાની બૂમો સાંભળ્યા વિના એક દિવસ પણ ખાલી નથી જતો!

મંત્રી

મહારાજ, ધીરા થાઓ. હમણાં તો થોડા દિવસ સુધી બધે ય આપ સતત ધ્યાન આપો. ત્યાર પછીજ આ ભય-શોકનાં બંધનો દૂર થશે. આ અંધકાર તો ઘણા કાળનો ભેગો થયો છે. એક દિવસમાં એ નહીં જાય.

વિક્રમદેવ

ના, બસ એકજ દિવસમાં હું એનો નાશ કરવા માગું છું: સેંકડો વરસના વૃક્ષને કઠીઆરો જેમ એકજ દિવસમાં જમીનદોસ્ત કરે છે તેમ.

મંત્રી

ણ શસ્ત્ર ક્યાં ? માણસો ક્યાં ?

વિ મદેવ

સેનાપતિ ક્યાં છે ? બોલાવો.

મંત્રી

ખુદ સેનાપતિ જ પરદેશી છે.

વિક્રમદેવ

દગો ! દગો ! તો પછી બોલાવી લાવો બિચારી પ્રજાને: અનાજ આપીને એ સહુનાં મોઢાં બંધ કરો; દ્રવ્ય દઈ દઈને રવાના કરી દો. રાજ્ય છોડીને ભલે બાપડાં ચાલ્યાં જાય જ્યાં સુખ મળે ત્યાં !

(જાય છે)

(દેવદત્ત સહિત સુમિત્રા આવે છે)

સુમિત્રા

હું આ રાજ્યની રાણી છું. તમે મંત્રી લાગો છો, ખરું ?

મંત્રી

પ્રણામ, માતા ! હું આપનો દાસ છું. શા માટે, માતુ, આપ અંતઃપુર છોડીને આજે-મંત્રગૃહમાં પધાર્યાં ?

સુમિત્રા

પ્રજાનું કલ્પાંત સાંભળ્યા પછી મારાથી અંતઃપુરમાં ન રહેવાયું. મંત્રીજી, હું ઇલાજ કરવા આવી છું.

મંત્રી

તો શી આજ્ઞા છે, માડી ?

સુમિત્રા

આ રાજ્યમાં જેટલા વિદેશી અધિકારીઓ છે તે બધાને મારા નામથી તુરત ભેગા કરો.

મંત્રી

અચાનક બોલાવ્યેથી સંદેહ જાગશે-કોઇ નહીં આવે.

સુમિત્રા

રાણીનો હુકમ પણ નહીં માને ?

મંત્રી

રાજા રાણીને તો બધા ભૂલીજ ગયા છે.

સુમિત્રા

એમ ? ઠીક, તો કાળભૈરવના પૂજા-ઉત્સવમાં બોલાવો. તે દિવસે ઇન્સાફ થવાનો. અને એ મદાંધો કદાચ શિક્ષા ન માને તેટલા માટે બાજુમાં લશ્કર પણ તૈયાર જ રાખજો.

દેવદત્ત

સંદેશો લઇને કોને મોકલશું ?

### મંત્રી

આ ત્રિવેદીને મોકલીએ. એ બાપડો બેવકુફ, ભોળો અને ધાર્મિક વૃત્તિનો બ્રાહ્મણ છે; એટલે એના ઉપર કોઇને સંદેહ નહીં આવે.

### દેવદત્ત

ત્રિવેદી ભોળો ? એની બેવકુફી એજ એની બુદ્ધિ છે; અને એની સરલતામાં જ કપટ ભર્યું છે.

---

## આઠમો પ્રવેશ

---

**સ્થળ:** ત્રિવેદીની ઝુંપડી

### મંત્રી

તમે સમજ્યાને ગોર, આ કામ તમારા વિના બીજા કોઇને સોંપાય તેમ નથી.

### ત્રિવેદી

સમજી ગયો. હે....એ હરિ ! પરંતુ મંત્રીજી, કામને વખતે મને બોલાવો છો: અને પુરોહિતપદ દેવાની વખતે તો દેવદત્તની શોધ થાય છે હો !

### મંત્રી

તમે તો જાણો છો, ગોર. કે દેવદત્ત રહ્યા વેદનો જાણનારો. બીજું કામ એનાથી થાય નહીં ! એ તો માત્ર મંત્ર ભણી જાણે, ને ઘંટ વગાડી જાણે.

### ત્રિવેદી

એમ કેમ ? મને શું વેદ પર ઉપર કંઈ ઓછી પ્રીતિ ? હું તો વેદની પૂજા કરૂં છું; એટલે પછી વેદનો પાઠ

કરવાની નવરાશ ક્યાંથી મળે ? અને વળી ચંદન સીંદુરના ચાંદલાને લીધે પુસ્તકનો એકેય અક્ષર સુઝે ક્યાંથી ? ઠીક, હું તો આજે જ જઈશ, બીજું શું થાય ! હે....એ મધુસૂદન !

મં

જઈને શું કરશો ?

ત્રિવેદી

તો એમ કહીશ, કે કાળભૈરવની પૂજા થાય છે. એમાં રાજાજીએ તમને બોલાવ્યા છે. હું તો નાના પ્રકારના અનેક અલંકારોમાં જ બોલવાનો. અત્યારે એ બધી વાતો યાદ નથી આવતી. રસ્તે ચાલતાં ચાલતાં યાદ કરી લઈશ. હે....એ મુરારિ ! સાચો એક તું છો !

મંત્રી

જતા પહેલાં એકવાર મળી જજો.

( જાય છે )

ત્રિવેદી

હું બેવકુફ ! હું નાનો ગીગલો ! હું ભોળો ! હું તો જાણે તમારી વેઠ કરનારો બળદીઓ ! કેમ ? જાણે કે કાંધે કોથળા ઉપાડીને, ને નાકમાં નાથ પહેરીને, તમારી કાંઈ વાતો સમજ્યા વગર, બસ પૂછડાંના ઉમેળા ખાતો ખાતો હું ચાલ્યો જાઉં—અને સાંજ પડયે તમે મને બે સૂકા પૂળા નીરો તે ખાધા કરૂં ! હે....એ હરિ ! જેવી તારી મરજી ! જોઉં છું હવે, કે કોણ કેટલું સમજે છે ! અલી એ ! હજુ યે પૂજાની સામગ્રી ન લાવી કે ? વખત જાય છે ! નારાયણ ! નારાયણ !



# બીજો અંક

---

## પહેલો પ્રવેશ

---

**સ્થળ:—સિંહગઢ: જયસેનનો મહેલ.**

જયસેન, ત્રિવેદી અને મિહિરગુપ્ત.

### ત્રિવેદી

મહેરબાન, એમ જો તમે રાતી આંખ કરશો, તો હું ભાનજ ભુલી જઈશ. હે....એ ભક્તવત્સલ હરિ! બિચારા મંત્રીજીએ ને દેવદત્તે મળીને ખૂબ માથાકૂટ મને કરી બધું શીખવેલું, હું કેવું બરાબર બોલ્યે જતો હતો? આપણા મહારાજાએ કાળભૈરવની પૂજાનું ઉપલક્ષ કરીને—

### જયસેન

ઉપલક્ષ કરીને?

### ત્રિવેદી

હા, અને ઉપલક્ષ ન હોય તો યે એમાં વાંધો શું છે? હે મધુસૂદન! કોણ જાણે, બાપુ, તમારે તો હજાર જાતના વિચાર કરવાના હોય! 'ઉપલક્ષ' શબ્દ કંઈક કઠણ બની ગયો છે ખરો. એનો સાચો અર્થ બેસાડવામાં ઘણાએ ગોળાટા કર્યા છે. એ તો ખરી વાત.

### જયસેન

એમ કે ગોર? હમણાં હું એનો અર્થ નક્કી કરી નાખીશ હો!

## ત્રિવેદી

રામ તું હિ! અને અર્થ ન બેસતો હોય, તો ઉપલક્ષ રે'વા દો, ઉપસર્ગ સમજો. શબ્દના કાંઇ દુકાળ છે, બાપા? શાસ્ત્રમાં કહ્યું છે કે શબ્દ એજ બ્રહ્મ છે. એટલે પછી, ઉપલક્ષ કહો કે ઉપસર્ગ કહો; બેય એક જ છે.

## જયસેન

ઠી—ઈ—ક! મહારાજે અમને બોલાવ્યા, એનો ઉપલક્ષ અને ઉપસર્ગ બેય સમજાયા; પણ એનું ખરૂં કારણ ખુલ્લે ખુલ્લું કહો જોઉં!

## ત્રિવેદી

એ તો હું શું જાણું, બાપા? એ તો મને કોઇએ ફોડ પાડીને નથી કહ્યું. હે....એ હરિ!

## જયસેન

મા'રાજ! તમે બહુ વસમે ઠેકાણે આવ્યા છો: વાત ચોરશો તો આફતમાં આવી પડશો હો કે!

## ત્રિવેદી

હે....એ ભગવાન! જુઓ બાપા! તમે રીસ ચડાવો મા. તમારો સ્વભાવ બરાબર મદમાતેલા ભમરા જેવો હોય એમ નથી લાગતું.

## જયસેન

વધુ બકવાદ કરો ના, ગોર, ખરૂં કારણ જાણતા હો તે કહી દ્યો.

## ત્રિવેદી

હે....એ વાસુદેવ! બધી વાતોનાં કાંઇ ખરાં કારણ હોતાં હશે, મે'રબાન? અને હોય તો યે કાંઇ બધા મનુષ્યોને

એની ખબર હોય ખરી ! એ તો જેણે ખાનગીમાં મસલત કરી હોય એ જાણે; મંત્રી જાણે ને દેવદત્ત જાણે. પણ એની વિશેષ ચિંતા શું કામ કરો છો ? ત્યાં જાશો કે તરત જ સાચું કારણ કળાઇ આવશે એક ઘડી પણ વાર નહીં લાગે.

જયસેન

મંત્રીએ તમને બીજું કાંઇ નથી કહ્યું !

ત્રિવેદી

નારાયણ ! નારાયણ ! તમારે ગળે હાથ ! બીજું કાંઈ નથી કહ્યું. મંત્રીએ તો કહેલું કે "ગોર ! જેટલું કહું છું તે ઉપરાંત બીજી એકેય વાત ન કરતા. જો જો, તમારા ઉપર કોઇને જરા ય વ્હેમ ન આવે." મેં કહ્યું કે "રામ રામ ! વ્હેમ શા માટે આવે, બાપા ? હું તો ભોળે ભાવે બધું ય કહી જઇશ. જેને વ્હેમ આવે એને આવવા દો." હરિ ! હરિ ! સાચો તો તું એક છે.

જયસેન

પણ પૂજાને ઉપલક્ષે આમંત્રણ, એ તો સાદી વાત છે. એમાં વળી વ્હેમ આવવાનું શું કારણ હોય !

ત્રિવેદી

બાપા, તમે મોટા માણસ ખરા ને ? એટલે તમને આવી વાતમાં યે વ્હેમ આવે. એમ ન હોય તો શાસ્ત્રમાં **"धर्मस्य सूक्ष्मा गतिः"** શીદ કહી હોય ? તમને–મોટા માણસને જો કોઇ આવીને કહે કે "ઉભો રહે લુચ્ચા, તારી ડોકી મરડી નાખું;" તો તરત જ તમને લાગે કે, ગમે તેમ પણ આ બિચારો દગો નથી કરતો, એની નજર આપણા માથા ઉપર ઠરી છે." પણ જો

કોઇ આવીને તમને એમ કહે કે "આવ મારા બાપુ, આસ્તે આસ્તે તારો બરડો ખજવાળું;" ત્યાં તો બસ તરત જ તમને વ્હેમ આવે! કેમ જાણે હળવે રહીને ડોકી મરડી નાખવા કરતાં બરડામાં ખજવાળવાનું કામ વધુ મુશ્કેલ હોય! હે....એ ભગવાન! જો રાજાજી તમને ચોખેચોખું કહે કે એકવાર મારા હાથમાં આવો, એટલે હું તમને એક પછી એક રાજ્યમાંથી રસ્તો પકડાવું; તો તો તમને કાંઇ એવો વ્હેમ ન આવત કે, કોણ જાણે ભાઈ, રાજકુમારીની સાથે વિવાહ કરવા કદાચ રાજાજી બોલાવતા હશે! પરંતુ મહારાજાએ તો એમ કહેરાવ્યું ખરૂં ને, કે "હે સર્વે ભાઇઓ, 'राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बांधवः' માટે તમે સર્વે પૂજાને ઉપલક્ષે આંહી પધારો ને કાંઇક ફળાહાર કરો." બસ, ત્યાં તો તરતજ તમને વ્હેમ આવ્યો કે ફળાહાર કોણ જાણે કઈ જાતનો હશે! હે....એ મધુસૂદન! હોય એ તો! મોટા માણસોને નાની વાતમાં વ્હેમ આવે.

### જયસેન

ગોર દેવતા, તમે તો ઘણા જ સરળ પ્રકૃતિના આદમી, હો! તમારી વાત સાંભળ્યા પછી મારો ભ્રમ ભાંગી ગયો.

### ત્રિવેદી

જીત્તા રહો! બ્યાજબી કહ્યું. અમમાં કાંઇ તમારા જેવી અક્કલ છે, બાપા? બધી વાત અમે સમજાવી ન શકીએ. અમે તો ભોળાં ભટાક. પુરાણસંહિતામાં કહ્યું છે કે "अन्ये परे का कथा" અર્થાત, પારકાંની વાતમાં અમારે ડાહ્યલાં શું કામે થવું પડે?

### જયસેન

બીજા કોને કોને નોતરૂં દેવા નીકળ્યા છો?

## ત્રિવેદી

તમારા બધાનાં અભાગીઆં નામે ય યાદ નથી રહેતાં. જેવા આકરા તમારા–કાશ્મીરીઓના સ્વભાવ, તેવાંજ આકરાં તમારાં નામ ઠામ ! જુઓને, આ રાજમાં તમારી ટોળીના જેટલા જેટલા જ્યાં જ્યાં છે તે તમામને ત્યાં ત્યાંથી આવવાની હાકલ પડી છે, બાપા. હે....એ શૂલપાણિ ! એકેય બાકી નથી રહેવાનો.

## જયસેન

ઠીક, જાઓ ગોર, હવે વિશ્રામ કરો.

## ત્રિવેદી

પણ તમારા મનમાંથી તમામ વ્હેમ નીકળી ગયો, એ જાણીને મંત્રીજી ભારે રાજી થાશે હો બાપા ! હે....એ મુકુંદ મુરહરે મુરારે !

(જાય છે)

## જયસેન

મિહિરગુપ્ત, બધો મામલો સમજાયો કે ? હવે, ગોરસેન, યુધાજીત, ઉદયભાસ્કર, એ તમામની પાસે તાબડતોબ દૂત રવાના કરો; કહેવરાવો કે બધાએ તુરતજ એકઠા થઈને મસ્લત કરવાની જરૂર છે.

## મિહિરગુપ્ત

જેવો હુકમ.

---

## બીજો પ્રવેશ

---

**સ્થળ: અંતઃપુર**

વિક્રમદેવ, અને રાણીનાં પીયરીઆ સભાસદો

**સભાસદ**

ધન્ય મહારાજ ! ધન્ય !

**વિક્રમદેવ**

કેમ ? આટલા બધા ધન્યવાદનું શું કારણ ?

**સભાસદ**

મહાન્ પુરૂષનું તો એજ લક્ષણ છે. એની કૃપાદષ્ટિ તો સહુની ઉપર પડેલી હોય. પામર હોય તેજ અન્ય પામરોને જોઈ ન શકે. આપે તો પેલા દૂર પડેલા જયસેન, યુધોજિત આદિ સેવકોને પણ આ મહોત્સવમાં સંભાર્યા, એ આનંદથી તો એ બધા આતૂર બની ગયા છે, અને પોતાના રસાલા લઇને સત્વર આંહી ચાલ્યા આવે છે.

**વિક્રમદેવ**

રાખો ! રાખો ! એવી નજીવી બાબતમાં પણ આટલાં બધાં યશોગાન ! મને તો ખબર પણ નથી કે મહોત્સવમાં કોને કોને બોલાવ્યા છે.

**સભાસદ**

સૂર્યનો ઉદય માત્ર થતાં જ સકળ ચરાચર પ્રકાશિત બની ઉઠે છે. સૂર્યને તો નથી કાંઈ તજવીજ કે મહેનત પણ કરવી પડતી. નથી એનું તેજ વધતું કે નથી ઓછું થતું. એને તો ખબર પણ નથી હોતી કે ક્યાં, કયી વાડીની

અંદર, કયું કયું ફુલ, એનાં કનક—કિરણ પડતાં જ કેવા આનંદથી ખીલી ઉઠયું હશે! તમે ય તે મહારાજ, બસ અજાણ્યે અજાણ્યેજ કૃપાવૃષ્ટિ કરો છો. જે એને પામે છે, તે ધન્ય બને છે.

## વિક્રમદેવ

બસ કરો, બસ કરો! બહુ થયું. જેટલી સ્હેલાઇથી હું કૃપાવૃષ્ટિ કરૂં છું, તેથી અધિક સ્હેલાઇથી તો મારા સભાસદો સ્તુતિ–વૃષ્ટિ કરે છે! જે જે વાતો ગોઠવીને તમે આવેલા તે બધી હવે તો ખલ્લાસ થઇ ગઇ છે ને? જાઓ ત્યારે.

(સભાસદ જાય છે)

(સુમિત્રા પ્રવેશ કરે છે)

ક્યાં જાઓ છો, ઓ રાણીજી? એક વાર તો નજર કરો! પૃથ્વીની સમક્ષ હું રાજા મનાઉં છું, માત્ર તમારી આગળ હું એક કંગાલ બની આવું છું. આખા જગતમાં મ્હારો પ્રતાપ વિસ્તરે છે, ફક્ત તમારી નજરમાંજ હું એક ભૂખ્યો, હાડપિંજર સમો, ગરીબ, વાસનાનો ગુલામ બની ગયો છું. એથીજ શું, ઓ મહારાણી, ઓ રાજરાજેશ્વરી, ગર્વમાં મને તરછોડીને તમે ચાલ્યાં જાઓ છો?

## સુમિત્રા

મહારાજ, આખી વસુંધરા જે પ્રેમ યાચી રહી છે, તે સમસ્ત પ્રેમ મને એકલીને કાં અર્પો? હું લાયક નથી.

## વિક્રમદેવ

હું પામર છું, દીન કાપુરૂષ છું, કર્તવ્યભ્રષ્ટ છું, રણવાસને વશ બન્યો છું. પરંતુ, ઓ મહારાણી, એ કાંઈ મારો સ્વભાવ છે? શું તમે મહીયસી, અને હું પામર છું?

તમે ઉંચે, અને હું શું ધુળમાં પડયો છું? ના, એમ નથી. મારી શક્તિનું મને ભાન છે. આ મ્હારા હૃદયની અંદર એક દુર્જય શક્તિ રહેલી છે; પરંતુ પ્રીતિને રૂપે મેં એ શક્તિ તમને સમર્પી છે; મારા એ વજ્રાગ્નિને, વિદ્યુતની માળા બનાવી તમારે કંઠે પહેરાવી છે, પ્રિયે.

### સુમિત્રા

એથી તો ભલું હતું કે તમે મારો તિરસ્કાર કરો, ને બને તો મને તદ્દન ભૂલી જાઓ; તુચ્છ એક નારીની ઉપર તમારા સમસ્ત પુરૂષત્વને ઢોળી દેવું ન શોભે.

### વિક્રમદેવ

આટલો આટલો પ્રેમ, અને હાય! એનો કેવો અનાદર! આ પ્રેમ શું નથી જોઇતો તમારે? નથી જોઇતો છતાં ચોરની માફક છીનવી લીધો છે, અંતરના મર્મમાં ઉપેક્ષાની કટારી હુલાવી, લોહી-તરબોળ ધગધગતો મારો પ્રેમ તમે કાપી લીધો છે! અને પછી, ઓ પ્રેમહીન, ઓ નિષ્ઠુર, તેં એને ધુળમાં નાંખી દીધો છે! પાષાણની પ્રતિમા! જેમ જેમ તને પ્રેમથી છાતીએ ચાંપતો જાઉં છું, તેમ તેમ છાતીમાં પત્થર વાગે છે.

### સુમિત્રા

આ પડી તમારા ચરણમાં, જે કરવું હોય તે કરો. પરંતુ આટલો તિરસ્કાર શા માટે વ્હાલા? શા સારૂ આજે આવાં કઠોર વેણ કાઢો છો? પૂર્વે તો તમે મારા કેટલાયે અપરાધો માફ કર્યા છે, છતાં આજે વિના અપરાધે કાં રોષ કરો?

### વિક્રમદેવ

ઉઠો વ્હાલી, આવો છાતીએ; ગાઢ આલિંગન આપીને આ સળગતી હૃદય-જ્વાળાને બુઝાવી નાખો! ઓ પ્રિયતમે, આ આંસુઓની અંદર કેટલું અમૃત, કેટલી ક્ષમા, અહો કેટલો પ્રેમ ને કેટલો વિશ્વાસ ભર્યો છે! અર્જુનનું બાણ વાગતાં ધરતીનું હૃદય વીંધીને ભાગીરથી ઉછળી, તેવી રીતે ઓ પ્રિયે, હૃદયતલમાં તીખું મ્હેણું વાગીને પ્રીતિનું ઝરણુ ફુટયું.

(નેપથ્યમાં)

મહારાણી!

### સુમિત્રા

(આંસુ લુછીને) કોણ દેવદત્ત? બોલો, શા ખબર છે?

(દેવદત્ત આવે છે)

### દેવદત્ત

દેવી, રાજ્યના અધિકારીઓએ રાજ-નિમંત્રણને ન ગણકાર્યું; અને બંડ જગાવવા તૈયાર બન્યા છે.

### સુમિત્રા

સાંભળો છો કે મહારાજ?

### વિક્રમદેવ

દેવદત્ત, અંતઃપુર એ કાંઇ મંત્રગૃહ નથી.

### દેવદત્ત

અને પ્રભુ! મંત્રગૃહ પણ અંતઃપુર નથી. એટલે જ ત્યાં આપનાં દર્શન નથી થતાં.

સુમિત્રા

પાળેલા કૂતરાઓ રાજ્યનું એઠું અનાજ ચાટી ચાટીને કેટલા ફાટયા! રાજાની સામે બંડની તૈયારી! કેટલો અહંકાર ? મહારાજ, આ શું વિચાર કરવાનો વખત છે ? વિચાર કરવાનું હવે શું રહ્યું છે ? જલ્દી સૈન્ય લઇને ચડો, ને એ લોહી ચૂસનારા કીડાઓને પગ નીચે છુંદી ફેંકી દ્યો.

વિક્રમદેવ

પણ સેનાપતિ તો શત્રુના પક્ષનો છે !

સુમિત્રા

અરે ! તો તમે પોતે પધારો !

વિક્રમદેવ

આહા ! હું શું તને એટલો બધો નડું છું ? શાપ થઈ પડયો છું ? કમભાગ્ય, કુસ્વપ્ન, કે હથેળીનો કાંટો થઈ પડયો છું ? ના રાણી, આંહીથી ડગલું પણ નહીં દઉં; સંધિનું કહેણ મોકલીશ. કોણે ઉતારી આ આફત ? એક બ્રાહ્મણ, અને બીજી સ્ત્રી: બન્નેએ મળીને રાફડામાં સૂતેલા સર્પને જગાડયો ! આવી રમ્મત ! જેને આત્મ-રક્ષાની શક્તિ નથી, તે બધાં બેફિકરપણે પારકા ઉપર આફત ઉતારે !

સુમિત્રા

ધિક્ આ અભાગી રાજાને, અભાગી પ્રજાને, અને ધિઃકાર છે મને—આ રાજ્યની રાણીને.

(જાય છે)

વિક્રમદેવ

દેવદત્ત, ભાઈ, આખરે દોસ્તીનું આ ઈનામ દીધું કે ? હા ! વ્યર્થ છે મારી આશા ! રાજાના કિસ્મતમાં પ્રેમ નથી

લખાયો. કેવો રાજાનો મહિમા ! છાયાહીન, સંગીહીન કોઈ પ્હાડની માફક, નિર્જન આકાશની અંદર ધગધગતું મસ્તક રાખીને એકલવાયા ઉભા રહેવાનો એ પ્રેમહીન, રસવિહીન મહિમાઃ એને માથે વાવાઝોડાં ચડી આવે, વિજળીનાં વજ્ર એને વીંધી નાંખે, લાલ ડોળા ફાડી સૂર્ય એને ડરાવે, અને ધરતી એના ચરણ ઝાલીને નીચે પડી રહે ! પરંતુ એને પ્રીતિ કયાં ? રાજાનું હૃદય પણ એ પહાડના હૃદયની પેઠે રડે છે; હાય રે બંધુ, માનવ-જન્મ લેવો, અને સાથે રાજત્વનો પ્રતાપ ધરવો, એ ક્રૂર મશ્કરી છે ! એકવાર, એ! બંધુ, બસ એકવાર, તમને-મારાં પ્રિયજનોને મારા હૃદયની ગોદમાં ખેંચી શકાતાં હોય, તો ભલે આ દંભનું ઉંચું સિંહાસન ભાંગીને ભુકો થઈ જતું ! ઓ બાલસખા, હું રાજા છું એ વાત એક વાર વિસરી જાને, તારા બાંધવ-હૃદયની અંદર, બીજા એક બાંધવ-હૃદયની વેદનાનો અનુભવ તો કર !

### દેવદત્ત

સખા, આ મારા હૃદયને તમારૂં જ હૃદય સમજજો. ફક્ત તમારી પ્રીતિને જ નહીં, પણ અપ્રીતિને યે હું હોંશે હોંશે સહી લઈશ; અગાધ સાગર જેમ આકાશના વજ્રને પણ છાતીએ ઝીલે છે, તેમ હું યે તમારા રોષને છાતી પાથરી ઝીલીશ.

### વિક્રમદેવ

દેવદત્ત, અમારા સુખી માળામાં તું શા માટે વિયોગ પડાવી રહ્યો છે ? અમારા સુખ સ્વર્ગની અંદર કાં હાહાકાર જગાવે છે ?

### દેવદત્ત

ઓ ભાઇ, તારા ઘરમાં આગ લાગી છે. હું તો એ ખબર દેવા, તારી સુખ-નિંદ્રા ઉડાડવા આવ્યો છું.

### વિક્રમદેવ

એ કરતાં તો એ સુખ-સ્વપ્ન જોતાં જોતાં જ મરવું ભલું હતું !

### દેવદત્ત

ધિઃકાર છે મહારાજ, શરમ છે. આખા રાજ્યના મૃત્યુ કરતાં તુચ્છ એક સુખ-સ્વપ્ન વધુ હૈયે વળગ્યું ?

### વિક્રમદેવ

મૃત્યુ ! રે, યોગ-મગ્ન કોઈ યોગીને મન આ આખા વિશ્વનો પ્રલય પણ શી વિસાતમાં છે ? આ સંસાર સ્વપ્ન માત્ર બની ગયો ! પચાસ વરસ પછી આજનાં સુખ દુ:ખ કોને સાંભરવાનાં છે ? જા, સુખેથી જા, દેવદત્ત, જ્યાં તને ગમે ત્યાં જા. હું મારૂં સાંત્વન મારા પ્રાણમાંથી જ મેળવી લઇશ. સહુનું સાંત્વન પોતપોતાની પાસેજ રહ્યું છે. જા. લાવ, હું યે જરા જોઈ આવું, રાણી કયાં ગઈ.

(જાય છે)

---

## ત્રીજો પ્રવેશ

---

સ્થળ: મંદિર

પુરૂષને વેશે રાણી સુમિત્રા: બહાર અનુચર.

### સુમિત્રા

જગત-જનની માતા, આ દુર્બળ હૃદયની દીકરીને ક્ષમા કરજે ! આજ મારી બધી પૂજા એળે ગઈ છે. આજ સાંભરી

આવે છે માત્ર એ સુંદર મ્હોં, પ્રીતિભરી બે આંખો, અને એજ પથારી ઉપર પોઢેલા રાજાજી! હાય રે માડી! અબળાનું હૃદય શું આટલું બધું કઠોર? હે સતી, દક્ષપિતાના યજ્ઞમાં તું પોતે જ્યારે ગઈ હતી, ત્યારે ડગલે ડગલે તારૂં જ હૃદય તારા પગ પકડીને શું તને નહોતું વિનવી રહ્યું, કે "પાછી વળ, પતિને ઘેર પાછી જા?" પરંતુ, ઓ મા, ત્યારપછી તો એ કૈલાસને માર્ગે તારા રાતા રાતા ચરણો કદી યે ન પાછા ફર્યા! માડી, એ દિવસની વાત આજે સંભારી તો જો! જનનિ, આજ અબળાના હૃદયનું બલિદાન દેવા આવી છું. તાજા તોડેલા કમળ સરખો મારો–અબળાનો પ્રેમ તારે ચરણે ધરવા આવી છું. તું સ્ત્રી છે, સ્ત્રીનું હૈયું સમજે છે. માતા, મને બળ દેજે. પળે પળે જાણે રાજમહેલમાંથી એ રાજને હેતભર્યે અવાજે કોઈ સાદ કરે છે કે "પાછાં વળો, રાણી! પાછાં વળો." પણ ઓ મા! ઉઘાડું ખડગ લઈને તું રાજમહેલને રસ્તે ઉભી રહેજે, અને હાકલ કરજે કે "ખબરદાર! ચાલી જા, રાજધર્મને જાગવા દે, પ્રજાનાં સુખને પાછાં વળવા દે, રાજાના યશ–ચંદ્રની અંદરથી કલંક ભૂંસાવા દે; અને તું, અભાગણી નારી, ધરતીને છેડે જ્યાં જગ્યા મળે ત્યાં જાતી રહેજે—એકલી બેઠી બેઠી છાતીફાટ રોયા કરજે." ભલે મૈયા, પિતાની ટેક પળાવવા રામચંદ્રજીએ વનવાસ લીધો હતો, અને પતિની ટેક રખાવવા આજ હું વનવાસ વેઠીશ. રાજ્ય–લક્ષ્મીની સમક્ષ રાજાજી જે વચને બંધાયા છે, તે વચન એક પામર સ્ત્રીને કારણે હું કદી યે ખોટું પડવા નહીં દઉં.

(એક સ્ત્રી ને એક પુરૂષ પ્રવેશ કરે છે)

અનુચર

કોણ છો તમે ! ઉભાં રહો આંહી.

પુરૂષ

કાં બાપા ? આંહી યે જગ્યા નથી ?

સ્ત્રી

માડી રે ! આંહી યે સપાઈ !

(સુમિત્રા બહાર આવે છે)

સુમિત્રા

તમે કોણ છો અલ્યાં !

પુરૂષ

દાદા ! મિહિરગુપ્તે અમારાં છોકરાંને પકડી લઇને અમને કાઢી મેલ્યાં છે. અમારી પાસે નથી દાણા, કે નથી ઘરબાર. મરવા જેટલીયે જગ્યા નથી રહી; એટલેજ અમે મંદિરે આવ્યાં. મનમાં થયું કે માડીને ખોળે જઇને આપઘાત કરશું. જોશું કે એ અમારી શી દશા કરે છે.

સ્ત્રી

તે હેં ભૈ, તમે આંહી યે સપાઈ બેસાડયા છે ? રાજાની ડેલી તો બંધ કરી; અને હવે આંહી માતાજીનો દરવાજો પણ દઇને ઉભા છો ?

સુમિત્રા

ના ના બેટા, ખુશીથી આવો. આંહી તમારે કોઇથી બ્હીવું નહીં. કોણે તમારા ઉપર જુલમ કર્યો ?

પુરૂષ

આ. જયસેને, બીજા કોણે ? અમે તો રાજા આગળ

દુઃખ કહેવા ગયાં'તાં, પણ રાજાનાં દર્શને ન થયાં. જ્યાં ઘેર આવીને જોઇયે, ત્યાં તો અમારાં ઝુપડાં બાળી દીધેલાં, ને છોકરાને બાંધી ગયેલા.

### સુમિત્રા

( સ્ત્રી પ્રત્યે ) તો બ્હેન, તેં રાણીની આગળ જઇને કાં ન કહ્યું ?

### સ્ત્રી

ઓય મા ! રાણીએજ રાજાને મંતર મારેલા છે ને ! અમારો રાજા તો બિચારો બહુજ ભલો, રાજાનો જરાય વાંક નથી. એ તો રાણીજ પરદેશથી આવી છે ને, તે પોતાનાં પીયરીયાંનેજ આખા રાજમાં પાથરી દીધાં છે બાપુ ! ઈ ડાકણજ વસ્તીનાં કાળજાં ચૂસી ચૂસીને લોહી પી રહી છે.

### પુરૂષ

છાનીમાની મર રાંડ ! તને રાણીની શી ખબર ? ખબરદાર ! જે વાત જાણતી નથી એ વાત જીભે આણતી નહીં.

### સ્ત્રી

જાણું છું ભૈ, બધુંય જાણું છું. ઇ રાણીજ બેઠી બેઠી આપણી હજાર વાતો રાજાના કાનમાં ભંભેર્યા કરે છે.

### સુમિત્રા

સાચી વાત, બેટા. એ કાળમુખી રાણીજ બધા પાપનું મૂળ છે. પણ હવે એ લાંબુ નહીં કાઢે. એના પાપનો ઘડો ભરાઇ ગયો છે. આ લ્યો, આ ગજાસંપત આપું છું. તમારૂં પૂરેપૂરૂં દુઃખ તો નથી ટાળી શકાતું.

પુરૂષ

આહા, તમે ક્યાંકના રાજકુંવર લાગો છો ! તમારૂં ભલુ થાજો.

સુમિત્રા

હવે ભલું થવાને નથી વાર; હમણાંજ જાઉં છુ.

(જાય છે)

(ત્રિવેદી પ્રવેશ કરે છે)

હરે હરિ! આ હું શું જોઉં છું ? પુરૂષને વેશે રાણી ઘોડે ચડીને ચાલી જાય છે! પૂજાને બ્હાને મંદિરે આવીને નાસી જતી લાગે છે. અને મને દેખીને કેવી ખુશી ખુશી થઇ ગઈ ! એના મનમાં તો એમ હશે કે બ્રાહ્મણ બહુ ભોળો ! બ્રાહ્મણના માથાના તોલામાં જેમ એકેય રૂંવાળો નહીં, તેમ માથાના તળીઆમાં અક્કલનો એકેય છાંટો નહીં ! એના મનમાં તો એમજ હશે, કે બ્રાહ્મણની પાસેથી એકાદ કામ પણ કઢાવી લઉં ! બ્રાહ્મણને મોઢે રાજાને બે મીઠાં વેણ મોકલાવી દઉં ! બાપલા ! તમારૂં ભલું થાજો. કાંઇક કામ પડે એટલે બોલાવો ત્રવાડીને ! અને દાન-દક્ષિણા દેવા ટાણે ? બોલાવો દેવદત્તને ! હે....એ... એ દયામય ! ભલે, રાજાને કહીશ, ખૂબ મીઠું મીઠું કહીશ. મીઠી વાતો મારી જીભે બોલાય, એટલે તો જાણે સાકરના કટકા ! હે....એ કમલલોચન ! રાજા કેવા ખુશી થશે ? જેમ જેમ વધારી વધારીને વાતો કહીશ, તેમ તેમ તો રાજાનું ડાચું ફાટયુંજ રહેવાનું. મને ખબર છે કે મોટી મોટી વાતો મારા મ્હોંમાં ભારે ભળે છે; લોકોને વિશેષ આનંદ પડે છે. લોકો બોલે છે કે, બ્રાહ્મણ બિચારો બહુ ભોળીઓ ! હે....એ....એ પતિતપાવન ! આ વખતે શબ્દ-શાસ્ત્રને આખું ઉલટપાલટ જ કરી નાખું !

# ચોથો પ્રવેશ

સ્થળ: રાજમહેલ

વિક્રમદેવ, મંત્રી અને દેવદત્ત

### વિક્રમદેવ

પલાયન ! બસ રાજ છોડીને પલાયન ! આ રાજ્યનાં આટલાં સૈન્ય, આટલા દુર્ગ, આટલાં બંદીખાનાં, લોઢાની આટલી બેડીઓ, એ બધાંથી પણ એક પામર અબળાનું હૃદય ન બાંધી રખાયું ? આનું નામ શું રાજા ? આટલોજ શું એ રાજાનો મહિમા ? ઓ ! ઓ પ્રચંડ પ્રતાપ, સોનાના સૂના પિંજર સમો પડ્યો રહ્યો, એનાં મનુબળ કે અર્થ-બળ એળે ગયાં, ને અંદરનું નાનું પંખી ઊડી ગયું.

### મંત્રી

અરે રે મહારાજ ! કોઈ જળપ્રવાહનો બંધ તૂટે ને જેમ પાણી છૂટે, તેમ લોકનિન્દા ચોમેર છુટી નીકળી છે.

### વિક્રમદેવ

ચુપ કરો, મંત્રી. લોકનિન્દા. સદા બસ લોકનિન્દા ! નવરાં મનુષ્યોની જીભ એ નિન્દાના ભારથી ભલે ને ખડી પડે ! દિવસ અસ્ત થયે, ભલે ને કાદવના ખાડાઓમાંથી ધુમ્મસના ગોટા ઊઠે ! એથી મારો અંધકાર હવે નથી વધવાનો. હા ! લોકનિન્દા !

### દેવદત્ત

મંત્રીજી, પરિપૂર્ણ સૂર્યની સામે કોણ નજર માંડી શકે ! તેથીજ ગ્રહણને ટાણે મનુષ્યોનાં ટોળાં છુટે, અને

કંગાલ નયને એ રવિરાજની સામે જુએ; કાળી મેશવાળા કાચના ટુકડાની અંદરથી આકાશના પ્રકાશને લોકો કાળો કરી નિહાળે. મહારાણી ! ઓ માતૃદેવી ! તમારે નસીબે શું આવું લખ્યું હતું ? તમારૂં નામ શું આજ ધૂળમાં રોળાય ? તમારૂં નામ તુચ્છ માનવીઓને મ્હોંયે મ્હોંયે રઝળે ? આજે કેવો આ મીઠો દિવસ ! તો યે તમારાં સત–તેજ તો જેવાં ને તેવાં, માતા ! આ બધા તો રસ્તાના કંગાલો.

### વિક્રમ

ત્રિવેદી કયાં ગયો ? મંત્રી, બોલાવો એને, એની પૂરી વાત નથી સાંભળી; મારૂં ચિત્ત બીજે હતું.

### મંત્રી

બોલાવી લાવું, મહારાજ.

(જાય છે)

### વિક્રમદેવ

હજુ સમય છે; શોધ મળે તો હજુ યે પાછી વાળું. શોધ ! હજુ યે પાછી શોધ ! સદાય શું જીવન આમજ જવાનું ? એને ઝલાવું નહીં, અને મારે શું એની પાછળજ ભટકવું ? રાજ્યનાં બધાં કામકાજ છોડી, હાથમાં પ્રેમની શૃંખલાઓ પ્હેરી, રમણીના એક ભાગેડુ હૃદયની શોધમાંજ મારે ભટકયા કરવું ? નાસી જા, નાસી જા, ઓ નારી, દિવસ રાત સદા નાસ્યાજ કરજે; આ પ્હોળી પૃથ્વીની અંદર, ઘરબાર વિનાની, સ્નેહ વિનાની, અને વિસામા વિનાની, તારી એક માત્ર છાયા લઇને તું નાસ્યાજ કરજે.

(ત્રિવેદી પ્રવેશ કરે છે)

ચાલ્યો જા, કોણે તને બોલાવ્યો છે ? વારે વારે એ રાણીની વાત સાંભળવા કોણ નવરૂં બેઠું છે, બેવકૂફ બ્રાહ્મણ !

### ત્રિવેદી

હે........એ મધુસૂદન !

(ચાલવા જાય છે)

### વિક્રમદેવ

ઉભો રહે, ઉભો રહે; બે વાતો પૂછી લઉં. બોલ, એની આંખોમાં આંસુ હતાં ?

### ત્રિવેદી

ચિંતા કરો મા બાપુ, આંસુ નહોતાં.

### વિક્રમદેવ

આંસુ નહોતાં ? ઓ ભાઇ, તો ખોટેખોટું બનાવીને બોલ, કે આંસુ હતાં. બસ, કરૂણાર્દ્ર, ન્હાનકડા બે જ ખોટા શબ્દો બોલ કે 'આંસુ હતાં.' પણ રે બુઢ્ઢા બ્રાહ્મણ, તું ભાળે છે જ ક્યાં ? કેમ કરીને જાણ્યું કે એની આંખે આંસુ નહોતાં ? વધુ નહીં, બસ એક જ બિન્દુ હશે ! નહીં ? તો નેત્રોને ખુણે જરા જળજળીઆં હશે ! નહીં ? તો રૂંધાયલા, કમ્પતા કંઠમાં ગળગળી વાણી હશે ! એ પણ નહીં ? સાચું બોલ, રે, ખોટેખોટું બનાવીને બોલ ! રે બોલીશ મા, બોલીશ મા, ચાલ્યો જા.

### ત્રિવેદી

હે........એ હરિ ! સાચો એક તું !

(જાય છે)

### વિક્રમદેવ

અંતર્યામી દેવતા ! તમે સાક્ષી છો; જીવનમાં બસ એક જ અપરાધ: તે એના પરનો પ્રેમ. મારૂં પુણ્ય ગયું, સ્વર્ગ લૂંટાયું, રાજ્ય પણ જવાં બેઠું, આખરે એ પણ ગઇ તો હવે, પ્રભુ, મને મારો ક્ષાત્રધર્મ પાછો દે, મારો રાજ-

ધર્મ પાછો દે; મારા પુરુષ-પ્રાણને આ વિશ્વ-જંગમાં છુટો મૂકી દે ! હા ! ક્યાં કર્મક્ષેત્ર ! ક્યાં માનવ-પ્રવાહ ! ક્યાં જીવન-મરણ ! માનવ-જાતનાં એ અવિરામ સુખદુઃખ ક્યાં ! સંપદ્ વિપદ્ ક્યાં ! આશાના તરંગો ક્યાં !

(મંત્રી આવે છે)

મંત્રી

મહારાજ, રાણીજીની શોધમાં ઘોડેસ્વારો ચોમેર દોડાવ્યા છે.

વિક્રમદેવ

અરે, પાછા બોલાવો, એને પાછા બોલાવો ! આજ મારૂં સ્વપ્ન ઉડી ગયું છે; એને તમારા ઘોડેસ્વારો ક્યાંથી શોધી કાઢશે ? ચાલો, સેના સજ્જ કરો, હું યુદ્ધે ચડીશ, દ્રોહીઓને નસાડીશ.

મંત્રી

જેવી આજ્ઞા, પ્રભુ ! ( જાય છે )

વિક્રમદેવ

દેવદત્ત, શા માટે મ્હોં નીચું ઢાળ્યું છે ? ખબરદાર, આશ્વાસનના પામર શબ્દો કાઢીશ ના. આજે તો જાણે મારા આત્માને મેલીને ચોર ચાલ્યો ગયો છે, એ ચોરાયેલો આત્મા આજે પાછો જડ્યો છે. આજે તો સખા, આનંદનો દિવસ છે ! આવો ભેટીએ.

(ભેટે છે)

ના, ના, બંધુ ! જૂઠી વાત ! ઘોર વાદળની અંદર આ તો પ્રકાશનો માયાવી ચમકારો. જાણે વળી પાછું એ ચમકારામાંથી વજ્ર છુટે છે, મારા મર્મને વીંધે છે. તે કરતાં તો આવો, એકવાર એ હૃદયના મેઘાડમ્બરમાંથી આંસુધારાઓ વરસાવી લઇએ. વાદળ વીંખાઈ જશે.

---

# ત્રીજો અંક

## પહેલો પ્રવેશ.

સ્થળઃ કાશ્મીર—રાજમહેલની સામે રાજમાર્ગ.

દરવાજે શંકર બેઠો છે.

**શંકર**

ત્યારે તો ભાઇ આવડાક હતા; મારા ખોળામાં રમ્યા કરતા. ચારજ દાંત ફુટયા'તા ને, ત્યાં તો મને 'સંકલભાઇ' 'સંકલભાઈ' કરતા. હવે તો મોટા થયા; હવે સંકલભાઇના ખોળામાં કયાંથી સમાય? હવે તો સિંહાસન જોઇએ, બાપા, સિંહાસન! મરવા ટાણે મહારાજ એ ભાઇબ્હેન બેયને મારે ખોળે મેલતા ગયેલા. બ્હેન તો બિચારી બે ત્રી' પછી ધણીને ખોળે વહી ગઇ. મનમાં ઘણું કે હતું કે કુમારસેના ભાઇને મારે ખોળેથી પરબારાજ સિંહાસને બેસાડી દઉં. પણ બુઢ્ઢા મહારાજ સિંહાસનેથી ઉતરે છે જ કયાં? કેટલી કેટલી વાર મૂરત જોયાં, પણ આજ કાલ કરી કરીને ટાણું જ ન આવવા દીધું. સો જાતનાં બ્હાનાં, ને હજાર જાતના વાંધા! એ બાપા! સંકલનો ખોળો નોખો, ને સિંહાસનની વાતું ય નોખી. હવે તો હું બુઢ્ઢો થઈ ગયો— તને સિંહાસને બેઠો જોઇને આંખો ઠાર્યાં પછી જાઉં, એવાં મારાં ભાગ્ય કયાંથી હોય?

(બે સૈનિકો પ્રવેશ કરે છે.)

**પહેલો**

હેં ભાઈ, કુંવર સાહેબ તે હવે કયારેક ગાદીએ

બેસશે ? તે દિવસે તો દોસ્ત, તમને સૌને મારે દારૂ પાવા છે.

બીજો

તું તો દારૂ પાઇશ, પણ હું તો જાન દઈ દેવાનો, દોસ્ત! બસ લડાઈ કરતા કરતા જ આથડશું, અને પાંચ ગામડાં લૂંટીને માલ ઘરે લાવશું. અને મારો બેટો મોદી હમણાં બહુ ઉઘરાણી કર્યા કરે છે; એનું તો તે દી' માથું જ ભાંગી નાખું. અરે, તું કહેતો હોય તો કુંવર સાહેબની સામે ઉભો રહીને આમ ને આમ જ મરી જાઉં.

પહેલો

અને મારાથી એમ ન બને, કાં ? મરવામાં મોટી વાત શી છે ? સવાસો વરસનું આવખું હોય તો કુંવર સાહેબ સારૂ રોજ સવાર સાંજ બબ્બે વાર મરૂં—

બીજો

કુંવર સાહેબ તો આપણા જ કહેવાય. મરવા ટાણે મહારાજાએ આપણા હાથમાં જ એનું કાંડું ભળાવ્યું છે. આપણે તો એને ખભે ઉપાડી, ઢોલ વગાડી, સડાક દઇને સિંહાસને બેસાડી દેશું, કોઇની બ્હીક નથી રાખવાની.

પહેલો

બુઢ્ઢા મહારાજાને જઈને કહી દઇએ કે, તમે હેઠા ઉતરી જાઓને; કુંવર સાહેબને ગાદીએ બેસાડીને અમારે લ્હેર ઉડાવવી છે.

બીજો

સાંભળ્યું છે કે આવતી પૂનમે કુંવર સાહેબના વીવા' છે.

પહેલો

એ તો પાંચ વરસથી સાંભળતા જ આવીએ છીએ.

બીજો

પણ આ વખતે તો પાંચ વરસ પૂરાં થઈ ગયાં છે, ત્રિચૂડના રાજવંશમાં એવો ધારો જ ચાલ્યો આવે છે કે પાંચ વરસ સુધી તો કન્યાને તાબે જ રહેવું પડે. ત્યાર પછી હુકમ થાય ત્યારે વીવા' કરાય.

પહેલો

ઓય બાપા! એવો ધારો વળી ક્યાંથી? આપણે તો ક્ષત્રિય; અનાદિ કાળથી આપણે તો સાસરાને ગાલે એક અડબોત લગાવી અને કન્યાને ચોટલે ઝાલીને જ ઉપાડતા આવીએ છીએ: બસ બે કલાકમાં કામ પતી જાય; ત્યાર પછી ભલે ને એકને બદલે લાખ વીવા' થયા કરે!

બીજો

હેં જોધમલ, તે દી' તું શું કરવાનો?

પહેલો

આપણે તો તે દી' એક વધુ બાયડી પરણી લેવાના.

બીજો

શાબાસ, દોસડા.

પહેલો

ઓલ્યા મહિચંદની છોકરી! જોઇ છે ને! ભારે રૂપાળી! આહા, શું એની આંખ કેરીની ફાડ જેવી! તે દી' ઘડામાં પાણી ભરવા જાતો'તો; બે વાત બોલવા ગયો, ત્યાં તો ચુડલી ઉપાડીને મારવા આવી. મને લાગ્યું કે એની

આંખ કરતાં તો એની ચુડલી ગજબની. મ્હોં વાળીને ભાગવું જ પડયું, ભાઇ. (ગાય છે)

**ગીત**

પાછું વાળી જો મા, જો મા,
જો મા રે અલી આંખડલી;
જા રે, ઉભી રે' મા, રે' મા,
રે' મા રે અલી મારકણી.
કલેજા ચીરી દીધાં, ખજાના લૂંટી લીધા,
નેણાંની નીંદ ઉપાડી જા મા, જા મા,
જા મા રે એલી લેરખડી
પાછું વાળી જો મા, જો મા, જો મા રે અલી આંખલડી.

**બીજો સૈનિક**

શાબાસ રે દોસડા, શાબાસ !

**પહેલો**

આ રહ્યા શંકરભાઈ ! જુઓ તો ! કુંવર સાહેબ નથી તો ય ડોસો કેવું સાફસુફ કરીને દરવાજે બેઠો છે ! આખી ધરતી ભલેને ઉથલ પાથલ થઈ જાય, તો પણ એ ડોસાના નિયમમાં ફેર ન પડે !

**બીજો**

ચાલ તો, એને કુંવર સાહેબની બેક વાતો પૂછીએ.

**પહેલો**

પૂછયે શું એ કાંઇ જવાબ દેવાનો છે ? ના, ભાઈ ના, તે ડોસલની વાત નોખી છે. એ તો જાણે ભરતજીના રાજમાં રામચંદરજીના બે જોડા મુંગા મુંગા પડયા હોય ને, એવો છે.

બીજો

(શંકર પાસે જઇને) હું ભાઇ, કહો તો ખરા, આ કુંવર સાહેબ કે' દહાડે રાજા થાશે ?

શંકર

તમારે એ વાતનું શું કામ છે ?

પહેલો

ના, એ તો હું સ્હેજ પૂછું છું કે કુંવર સાહેબ ઉમ્મર લાયક થયા તો ય બુઢ્ઢો મહારાજા ગાદીએથી કાં ન ઉતરે ?

શંકર

એમાં ખોટું શું છે ? ગમે તેમ તો ય પાકટ આદમી તો ખરા ને !

બીજો

પાકટ તો ખરા પણ, દેશ દેશનો જેવો ધારો–આપણા દેશનો ધારો એવો છે—

શંકર

ધારો તો મારા તારા જેવાને પાળવાનો હોય, મોટાં માણસોને વળી ધારા કેવા ? બધાય જો ધારા પાળશે તો ધારા બાંધશે કોણ ?

પહેલો

ઠીક, ભાઇ, એ તો પત્યું. પણ આ પાંચ પાંચ વરસ થયાં વીવા' થયા જ કરે એ ધારો તે ક્યાંનો ? હું તો કહું છું કે વીવા' કરવા, ને બાણ મારવું, બે ય બરાબર. પટ દઇને તીર વાગી જાય એટલે કાયમને માટે કલેજું વીંધાઇ જાય ! બીજી પંચાત જ નહીં. એમાં પાંચ પાંચ વરસ થયાં પ્રેમ બાંધવાના આવા ચાળા શા !

**શંકર**

તમને ચાળા લાગે એટલા માટે શું દેશનો ધારો હોય તે બદલી શકાય ? ધારા ઉપર તો આ આખો સંસાર ચાલે છે. જાઓ, જાઓ, બોલ બોલ કરશો નહીં. નાને મ્હોંયે મોટી વાતો ન શોભે.

**પહેલા**

ચાલો ત્યારે. આજ કાલ કોણ જાણે કેમ પણ શંકરભાઈની તબીઅત ઠેકાણે નથી. શરીર તો સાવ સૂકલ ડાળખી જેવું થઇ ગયું છે.

(જાય છે.)

(પુરૂષ વેશે સુમિત્રા પ્રવેશ કરે છે)

**સુમિત્રા**

શંકરભાઈ ! તમે જ શંકરભાઇ ને ?

**શંકર**

અરે ! પ્રીતિભર્યો એ જૂનો પરિચિત સ્વર ક્યાંથી ? કોણે મને બોલાવ્યો ? તું કોણ છે ભાઇ સુસાફર ?

**સુમિત્રા**

હું પરદેશમાંથી આવું છું

**શંકર**

આ શું સ્વપ્ન જોઉં છું ? જાદુગરો કુમારસેન ફરી શું બાળક બની એના શંકરભાઈને ખોળે રમવા આવ્યો ? જાણે એજ સંધ્યાકાળ થયો, મારા કુમારની બાળ-કાયા જાણે રમી રમીને થાકી ગઈ, કમળ જેવા એના પગ જાણે દુખવા આવ્યા; ગાલ જાણે રતાશ ગયા; થાકેલું બાળ-હૃદય જાણે આજ બુઢ્ઢા શંકરભાઈની છાતીએ વિસામો માગે

માગ છે ! કેવો જૂનો મીઠો અવાજ ! કુમાર બાપુ જાણે બાળપણનું રૂપ લઈને આવ્યા !

## સુમિત્રા

ભાઈ. હું જાલંધર દેશથી કુમારસેન ભાઈને સંદેશો દેવા આવેલ છું.

## શંકર

આહા ! કેવું રૂપ ! કુમાર બાપુનું બાળપણ પોતેજ જાણે પાછું આવ્યું છે ! તે દા'ડાની રમત ગમત સંભારી દેવા જાણે એને નાની બ્હેને જ મોકલ્યું લાગે છે. રે દૂત ! આવું રૂપ તું કયાંથી લાવ્યો ? ખોટું શીદને બોલછ ? ના, ના. માફ કરજે બાપા ! કહે, કહે, શા સમાચાર છે ? મારાં બ્હેનબા સારાં છે ને ? સુખી છે ને ? રાજાજી રૂડી રીતે રાખે છે ને ? મહારાણીપદનાં માન પાન બરાબર પામે છે ને ? મારી લાડીલી બ્હેનબાને પ્રજા મા કહીને દુવા દે છે ને ભાઈ ? અન્નપૂર્ણા દેવી રાજમાં બરકત વરસાવે છે ને ? અરે રામ ! હું ય કેવો નાદાન ? તું થાકી ગયો હોઈશ, બાપા ! ચાલ, મારે ઘેર ચાલ, વિસામો ખાઈને પછી મને એક પછી એક તમામ ખબર દેજે હો ભાઈ. ચાલ ઘેરે.

## સુમિત્રા

શંકરભાઈ, રાણી બ્હેન શું હજુ ય તને સાંભરે છે ?

## શંકર

આ....હા ! એજ કંઠસ્વર ! હેતમાં લળી પડતી એજ એ ઉંડી ઉંડી આંખો ! કે આ શું મારા મનનો ભ્રમ ? છોકરા ! તું શું મારી સુમિત્રા બ્હેનની છાયા ચોરીને લાવ્યો છે ? મારી બ્હેનબા મને ન સાંભરે, ઘેલા ? હાં, હાં, તું જ, તું પોતેજ

એ બ્હેનબાના શૈશવ–કાળની સ્મૃતિ ! મને છેતરવા તું મારા હૃદયમાંથી બહાર નીકળેલ લાગછ, ખરૂં ? તું જ એ ! હાં, તુંજ ! ના, ના, એ જુવાન ! મને માફ કરજે ભાઇ; બુઢ્ઢાપણ ખરૂં ને, તે આવું બકી જવાય છે. ઘણા ય દિવસ મુંગો રહ્યો; પણ આજ અંતરમાં કૈક જૂનાં આંસુ આવી જાય છે ? કોણ જાણે કેમ મને તારા ઉપર આટલું હેત વછુટે છે છોકરા ! જાણે તારે ને મારે કોઇ જુની ઓળખાણ હોય ને ! જાણે તું મારા આખા જીવતરની કોઇ અતિ વ્હાલી કમાણી !

(જાય છે)

—*o*—

## બીજો પ્રવેશ

સ્થળ:—ત્રિચૂડ નગરમાં વિહાર–વાડી.

કુમારસેન, ઇલા, અને સખીઓ.

### ઇલા

જવું જ પડશે, એમ કે ? શા માટે જવું પડશે કુમાર ? બસ, ઇલા બે ઘડી જ વ્હાલી લાગે છે ને ? અરેરે ! કેટલું ચંચળ હૃદય !

### કુમારસેન

મારાં પ્રજાજનો બધાં—

### ઇલા

આ હા હા હા ! તમારા દર્શન વગર એ બધાં મારાથી ય શું વધુ ઝુરતાં હશે કે ? રાજ્યમાં તમે ચાલ્યા જાઓ છો ત્યારે લાગે છે કે જાણે હું જીવતી જ નથી. તમે જેટલી ઘડી સંભારો, તેટલી ઘડી હું જીવતી; પછી એકલી તો

જાણે હું હયાત જ ન હોઉં એવું લાગે ! ત્યાં, રાજ્યમાં તો તમારે કેટલાં બધાં માણસો, કેટલી વાતચીતો, કેટલાં કામ કાજ, ને કેટલા કેટલા રાજ-આડંબર ! જે માગો તે બધું ય હાજર. ફક્ત ત્યાં આ પામર ઇલા જ ન હોય, ખરૂં ને !

### કુમારસેન

બીજું બધું હોય તો યે જાણે નથી; અને તમે તો ન હો છતાં ય જાણે પાસે જ છો એવું લાગે, પ્રિયતમે !

### ઇલા

જુઠું શીદને બોલો છો કુમાર ? બહુ સારૂં. તમારા રાજ્યમાં ભલે તમે રાજા રહ્યા; આંહી, આ અરણ્યમાં તો હું રાણી, ને તમે મારી રૈયત છો, સમજ્યા ? જાશો તે કયાં ? નહીં જવા દેવામાં આવે ! બ્હેનો, આવો, ફુલપાશથી બાંધો આ ચોરને, પછી ગાઓ ગીત, અને એના હૃદયમાંથી ઝુંટવી લ્યો એની રાજ-ચિંતા.

### સખીઓનું ગાન

(જરા કહેજો સાંવરીયાને અયા કરે)

એને આવી આવીને કેમ જાવું ગમે ?
જાવું ગમે, નમેરી થાવું ગમે !
જરા દર્શન દૈને તે કાં લપાવું ગમે ?
એને આવી આવીને કેમ જાવું ગમે.

ફુલડાંનાં દિલને સખી ! પલભર ડોલાવી, પછી
નિર્દય વાયુને ન રોકાવું ગમે,
કાળી વાદળીને ખોળે પોઢી જાવું ગમે.
એને આવી આવીને કેમ જાવું ગમે.

પીંજરે ઝલાઇ જરા પ્રીતડી લગાવી, પછી
ભાંગી ભરોસો ઉડી જાવું ગમે,
લીલા વનમાં ટૌકા કરીને ગાવું ગમે.
એને આવી આવીને કેમ જાવું ગમે.

બાર બાર માસે સખી સુખની મધરાત મળી;
માઝમ રાતલડી જાગવાનું ગમે
બ્હેની, બાંધજો પંથીને ન રોકાવું ગમે.
એને આવી આવીને કેમ જાવું ગમે.

## કુમારસેન

મને આ શું કરી નાખ્યું છે અયિ કામણગારી! મારૂં સમસ્ત જીવન, મન, વચન, અને નયનો, જાણે કેવળ વાસનામય બનીને તમારી પાછળ ધસે છે. જાણે આ દેહ તૂટીને તમારા દેહમાં લય બની જશે! એ બે નયનોની અંદર જાણે મીઠી નિદ્રા બનીને પ્રસરી જઇશ; હાસ્ય બનીને જાણે એ અધરમાં પેસી જઇશ; લાવણ્ય બનીને જાણે બે બાહુઓમાં વ્યાપી જઈશ; મિલન-સુખને રૂપે જાણે એ કોમળ હ્રદયની સાથે મળી જઇશ!

## ઇલા.

હાં, પછી? પછી તો આખરે એક દિવસ અચાનક એ સ્વપ્ન-જાળ તૂટી પડશે, ને પોતાની હયાતીનું ભાન આવશે- પછી બીજે દિલ લગાવીને તમે ગાતા ગાતા ચાલ્યા જશો, અને હું, ગીતવિહોણી વીણા સમી, એકલી ધૂળમાં પડી રહેવાની! ના, ના, મિત્ર, એવાં સ્વપ્નનાં મિલન, મોહનાં મિલન મારે નથી જોતાં. હવે તો બાહુએ બાહુ ભીડાય, નયને નયન બંધાય, મર્મે મર્મ અને જીવને જીવન ઝકડાય: એવું મિલન-પાશ ક્યારે આવશે?

### કુમારસેન

એની યે હવે વાર નથી. આજ સપ્તમીનો અર્ધચંદ્ર આસ્તે આસ્તે પુર્ણેન્દુ બનીને આપણા એ પૂર્ણ મિલનનો સાક્ષી બનશે. વચ્ચે જરીક અંતર રાખીને કમ્પાયમાન બે કાયાઓનું જે જોશભર્યું મિલનઃ તેનો આજે અંત આવ્યો છે. દૂર દૂર તો ય પાસે પાસે. અને પાસે તો ય જાણે દૂર લાગેઃ એવા મિલનની આજે સમાપ્તિ થાય છે; અચાનક મિલન અને અચાનક વિરહ–વેદનાઃ અરણ્યને માર્ગે થઇને લથડતે પગલે ઉજ્જડ ઘર તરફ ચાલ્યા જવુંઃ સુખોની સ્મૃતિ સાથે લેતા જવુંઃ પ્રત્યેક વાતને અને પ્રત્યેક હાસ્યને સંભારી સંભારી સો સો વાર અંતરમાં ઉલટતા પાલટતા જવુંઃ અહો, એ દિવસો આજ પૂરા થાય છે. વારે વારે મળતી વખત મોનલજ્જા, અને વારે વારે વિદાયને વખતે આંસુની ધારાઃ એ દિવસો આજ ખલ્લાસ થાય છે!

### ઇલા

અહાહા! ભલે, ભલે એમજ થતું. સુખના પડછાયાથી સુખ ભલું, રે! દુઃખ પણ ભલું. ઝાંઝવાનાં જળથી તૃષા ભલી. આજ સુધી તો ચિત્ત કેવું ચકડોળે ચડતું! જાણે કદાચ તમે મળશો કે નહીં મળો! જાણે કદાચ તમને હારી બેસીશ! એકલી બેઠી બેઠી વિચારતી, કે કયાં હશો? શું કરતા હશો? તમારી શોધ કરતી કલ્પના રોઇ રોઇને અંતે અરણ્યને સીમાડેથી પાછી વળતી. જંગલની બ્હાર તો કશું જોયું નથી, કયાં ગોતું? પરંતુ હવે એ તરફડાટ ગયા. હવે તો સદાની તમારી બનીને જ ત્રિભુવનમાં રહેવાની; અજાણ્યું, અણદીઠ્યું કે અંધારમય કશું યે નહીં રહે. હજુ યે શું નથી ઝલાવું, નાથ?

### કુમારસેન

ઝલાઇ તો સ્વેચ્છાથી જ ગયો છું. તો યે બાંધવાનું ક્યાં મન કરો ? કહો તો, શું નથી પામ્યાં ? શી ઉણપ રહી છે હજુ ?

### ઇલા

તમારી પાસે બેસીને જ્યારે સુમિત્રા બ્હેનની વાતો સાંભળું છું, ત્યારે જાણે અંતરમાં વેદના જાગે છે. એવું લાગે કે એ બ્હેને જાણે તમારા બાળાપણને મારી પાસેથી ચોરી જઇને પોતાની પાસે સંતાડી રાખ્યું છે. કદી કદી મનમાં થાય છે કે જો એ બાળાપણની સહચરી આવીને તમને એ સુખી શૈશવકાળની ઘોલકીમાં પાછા ઉપાડી જાય, તો ત્યાં તો તમે એના જ બની બેસવાના ! ત્યાં મારું શું ચાલે ? કોઇ કોઇ વાર જાણે એ બ્હેનને જોવાનું મને મન થઈ આવે છે.

### કુમારસેન

એ આવી હોત તો અહા, કેવો આનંદ થાત ! ઉત્સવના આનંદનું એક કિરણ બનીને મારા પિતૃગૃહને એ ઝળહળાવી મકત. તમને શણગાર સજાવત, હેતે હેતે તમને બથમાં ઘાલત, અને લપાઇ લપાઇને હસતી હસતી આપણું મિલન જોયા કરત. હવે તો બિચારી કયાંથી આવે ? પરાયી બનીને પરાયે ઘેર ગઇ !

(ઇલા ગાય છે.)

### ગીત

( "રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં" એ લય. )

એને પંદર વર્ષની પ્રીત પલકમાં ઉતારી,
જાવું ઘેર પારકે,

એને વ્હાલાં સ્વજનને વિસારી, નવાં સાથે યારી
કરી રહેવું પડે.

એ તો સરખી સૈયર સાથે ખેલી, માતાની માતેલી,
લડાવેલી દીકરી,

એક સાંજે શરણાયુંના સાદ સુણી મેલ્યા સાથ,
પર ઘર ચાલી નીસરી !

એને હસતે મુખે સ્હેવાં દુઃખ, માની લેવાં સુખ,
હૈયાં ન ઉઘાડવાં !

એવા દીકરીના અવતાર ! વાવે કિરતાર
કસોટીનાં ઝાડવાં.

કુમારસેન

શા માટે આવો કરૂણ સ્વર ? શા માટે શોકનું ગાન ? આંખમાં ઉદાસી શાને ?

હંસા

આ શું શોકનું ગાન છે ? ના, ના. એ તો સુખ જ્યારે ગંભીર બને ત્યારે દુઃખના જેવો જ ઉદાસ એનો સ્વર લાગે. સુખ ને દુઃખ બેય છોડીને આત્મ-વિસર્જન કરવું એજ અબળાનું સાચું સુખ કહેવાય !

કુમારસેન

એવી ઉદાસી ન ઘટે. ના, ના, તમારા પ્રેમને બળે તો હું આખી પૃથ્વી સર કરવા તલ્પું છું. સખી ! મારૂં જીવન જાણે આ આનંદમાં આખા વિશ્વને ભેટવા ઉઠે છે. અવિશ્રાંત કર્મસુખમાં મ્હાલવા દિલ ધસી પડે છે. એ અમર કીર્તિ પામીને તમને એનાં અધિષ્ઠાત્રી દેવી બનાવીશ. પ્રમાદીની

માફક એકાંત વિલાસમાં બેસીને આ અગાધ પ્રેમ ભોગવવાનું મને નથી ગમવાનું.

### ઇલા

ઓ જુઓ, જુઓ, પહાડની ખીણમાંથી થોકે થોક વાદળાં ઉઠે; હમણાં એ શિખરને ઘેરી લેશે, સૃષ્ટિના નવરંગી ચિત્રને ભૂંસી દેશે.

### કુમારસેન

અરે, દક્ષિણમાં તો દૃષ્ટિ કરો; સૃષ્ટિને સૂવર્ણના સમુદ્ર જેવી સમતલ બનાવી દઇને આથમતો સૂર્ય કયી નવી દુનિયાને નિરખવા ચાલ્યો ગયો ! આ ખેતરો, અરણ્યો, નદી અને લોકાલય: બધાં અસ્પષ્ટ બન્યાં—જાણે કનકના ચિત્રપટ પર વિધવિધ રંગો પૂરાયા, પણ આકૃતિની રેખાઓ હજુ નથી ફુટી ! જાણે આ પહાડના અંતરાલમાંથી મારી આકાંક્ષાઓ, નીચે, ધરતી તરફ ધસે છે. હૃદયની અંદર જાણે કલ્પનાની કનકરંગી અસ્પષ્ટ છબી સાથે લીધી છે ! અહો ! એ ધરતી પર કેટલા દેશદેશાન્તરો, કેટલાં અવનવાં દૃશ્યો, નિત્ય નિત્ય કેટલી નવી કીર્તિ, અને કેટલી નવી નવી રંગભૂમિ પ્રાપ્ત થશે !

### ઇલા

અનંતનું રૂપ ધરીને જાણે આ ઘોર વાદળ આપણને ગળી જવા આવે છે ! પાસે આવો પ્રિય ! અહા, આપણ બેય જો આ વાદળાની અંધારી દુનિયામાં વસી શકત, મહામેઘના આ માળામાં બે પંખી બનીને લપાયાં હોત, તો કેવાં સુખી થાત ! તમે રહી શકત કે નહીં ? ના, ના; એ ઘનઘટા વીંધીને ક્યાંઇકથી જગતનો સાદ તમારે કાને

પહોંચત, અને મને એ પ્રલયમાં છોડીને તમે તો ચાલી નીકળત, ખરૂં ?

(દાસી પ્રવેશ કરે છે)

### દાસી

જાલંધરથી ગુપ્ત સમાચાર લઇને એક દૂત આવેલ છે.

### કુમારસેન

તો હવે હું જાઉં, વ્હાલી, ફરી આવતી પૂર્ણિમાની રાતે આવીશ, આવીને મારી હૃદય-પુર્ણિમાને ઉપાડી જઇશ. આજે મારાં હૃદયદેવી છો, તે દિવસથી ગૃહલક્ષ્મી બનશો.

### ઇલા

જાઓ ત્યારે; હું એકલી કેમ કરી રોકી શકીશ ! હાય, હું કેટલી પામર ! કેટલી નાની ! અને કેટલો વિશાળ આ સંસાર, કેટલું વેગવંત તમારૂં હૃદય ! એમાં મારા-એક પામર નારીના વિરહની ખબર કોને પડવાની હતી ? મારાં-રાંકનાં આંસુડાં ગણવા કોણ બેસશે ? સૂના વગડામાં પડેલી આ સૂના હૃદયની બાલિકાની મર્મ-વેદના કોણ માનશે

---

## ત્રીજો પ્રવેશ

---

સ્થળ: કાશ્મીર: યુવરાજનો મહેલ.

કુમારસેન અને હવે બ્હેન સુમિત્રા

### કુમારસેન

હું કેટલો આતૂર છું તે તને કેમ કરી બતાવું બ્હેન ? પલે પલે મને વ્યથા થાય છે; અબઘડી જ સૈન્ય લઈ એ

ફાટેલા લુંટારાઓને દમવા ને કાશ્મીરનું એ કલંક ટાળવા ચાલી નીકળવાનું મન થાય છે; પણ શું કરું ? કાકાનો હજુ હુકમ નથી મળ્યો. છુપો વેશ કાઢી નાખ, બ્હેન, અને ચાલો આપણુ બેય જઇને કાકાના ચરણમાં પડીએ.

## સુમિત્રા

ના, ના, વીરા, એ શું બોલ્યો ? હું જાલંધર રાજ્યની મહારાણી શું કાશ્મીર કને ભિક્ષા માગવા આવી છું ? ના, હું તો આવી છું મારા ભાઇની પાસે એક બ્હેનની મર્મ-વેદના ખોલવા. બકી તે ભાઇ, આ ગુપ્ત વેશ મારા હયાને બાળી નાખે છે. આજ આટલા દિવસ વીત્યે બાપને આંગણે મારે છુપાઇને આવવું પડ્યું ! બુઢ્ઢા બિચારા શંકરભાઇનું ગળું કેટલી વાર આંસુથી રૂંધાઇ ગયું, ધ્રુસ્કો મૂકીને બોલવાનું મને કેટલી વાર મન થયું કે "શંકર, શંકર, તારી સુમિત્રા બ્હેન તને આજ મળવા આવી છે !" અરેરે શંકર ડોસા, તે દિવસ સાસરે જતી વખતે કેટકેટલાં પાણી મેં પાડેલાં, અને આજે મળતી વખતે એક ટીપું ય ન પાડી શકાયું ! કારણ કે હવે હું એકલી કાશ્મીરની કુંવરી નથી રહી, વીરા, હવે તો હું જાલંધરની રાણી બની છું.

## કુમારસેન

હું સમજ્યો બ્હેન ! જાઉં, અને બીજો કોઇ ઈલાજ હોય તો જોઉં.



## ચોથો પ્રવેશ

સ્થળ: કાશ્મીરનો રાજમહેલ—અંતઃપુર

રેવતી અને ચંદ્રસેન

### રેવતી

જવા દો એને. પ્રભુ ! એમાં બેઠા બેઠા વિચાર શું કરો છો ! ભલે જાય યુદ્ધમાં; ત્યાર પછી ઈશ્વર કરશે તો પાછો જ નહીં આવે.

### ચંદ્રસેન

ધીરે રાણી, ધીરે બોલો.

### રેવતી

આજ લગી તો ભૂખ્યો બિલાડો ટાંપીને બેઠો હતો; અને આજ લાગ આવ્યો તો ય કાં ન સળવળે ?

### ચંદ્રસેન

કોણ ?—કોણ બેઠું હતું રાણી ? કોને ટાંપીને ?

### રેવતી

રાખો, રાખો, વળી છળ આદર્યું ? મારી યે ચોરી ? બોલો, શા વિચારથી આજ લગી કુમારના વિવાહ અટકાવ્યા છે ? ત્રિચુડ રાજ્યની અનાર્ય પ્રથાને શા માટે અનુમતિ આપી ? પાંચ પાંચ વરસ થયાં શું કન્યાની ઓળખાણ ચાલે છે ? વાહ રે !

### ચંદ્રસેન

ધિક્ ! ચુપ કરો રાણી, કોઈના વિચારોની બીજાંને શી ખબર પડે ?

### રેવતી

તો પછી બરાબર સમજી જાઓ. કામ કરવું હોય તે જોઈ સાંભળીને કરો. પોતાનો ઇરાદો પોતાનાથી ખાનગી ન રાખો. જે નિશાન પાડવું હોય તે નજરે ચોકખું જોઈ લ્યો. ઇશ્વર આવીને કાંઈ તમારાં આંધળુકીઆ તીરને નિશાન ઉપર નહીં પહોંચાડી દે. અવસર સમજીને પોતાને હાથેજ ઉપાય કરો. એક તો વાસનાનાં પાપ એકઠાં થઇ રહ્યાં છે, તેમાં ય પાછો આવો ઉત્પાત કે "કામ બનતું નથી, બનતું નથી!" કહું છું કે મોકલો કુમારને યુદ્ધમાં.

### ચંદ્રસેન

કાશ્મીરની બધી બલા બહાર પડી પડી પરાયાં રાજ્યોમાં પોતાના દાંતનું ઝેર ખાલી કરી રહી છે, એને શું પાછી કાશ્મીરમાં પેસાડવી છે, રાણી?

### રેવતી

એની વાત પછી. ઘણો વખત રહેશે. અત્યારે તો આ એકને પતાવી નાખો. યુવરાજને ગાદીએ બેસાડવા પ્રજા તલપી રહી છે, એને તો થોડા દિવસ થોભાવો. એટલા વખતમાં શું બનશે તેનો વિચાર પછી કરજો.

(કુમાર પ્રવેશ કરે છે)

### રેવતી

[કુમાર પ્રત્યે]

યુદ્ધામાં જા, તારા કાકાનો હુકમ છે. વાર ન લગાડ. વિવાહ કાંઈ ભાગી નહીં જાય. ઘેરે બેસી આળસના ઉત્સવ કરી કરીને તાજી જુવાનીનું તેજ ન ગુમાવ.

### કુમારસેન

જય થજો, માતા, જય થજો તમારો ! અહો, કેવી આનંદની વાત ! કાકાબાપુ, હવે આપ પણ રાજી-ખુશીથી સ્વમુખે આજ્ઞા સંભળાવો !

### ચંદ્રસેન

ભલે, જા ત્યારે; પણ જોજે હો બેટા, સાવધાન રહેજે ! અભિમાનમાં ઉતાવળ કરી આફતની અંદર જાણી બુઝીને ન ઝંપલાવીશ. મારા આશીર્વાદ છે, દીકરા, કે વિજય કરીને સાજે શરીરે પિતાના સિંહાસને બેસવા વ્હેલો પાછો આવજે.

### કુમાર

માજી, આપની આશીષ માગું છું.

### રેવતી

ઠાલી આશીષથી શું વળવાનું હતું ? પોતાની રક્ષા તો પોતાની ભુજા જ કરશે.

---

## પાંચમો પ્રવેશ

સ્થળ: ત્રિચૂડ રાજ્યમાં—ક્રીડા-ઉદ્યાન

ઈલાની સખીઓ

### પહેલી સખી

રોશની ક્યાં ક્યાં થવાની, બ્હેન ?

### બીજી

રોશનીની ચિંતા ન કર. રોશની તો બસ એકજ રાત

બજવાની. પણ બંસી હજુ કાં ન આવી ? બંસી બજ્યા વિના મને લ્હેર નથી પડતી બ્હેન !

ત્રીજી

બંસીવાળાને તો ઠેઠ કાશ્મીરથી તેડવા ગયેલ છે. હવે તો આવી યે પહોંચ્યા હશે. હવે ક્યારે બજશે ભલા ?

પહેલી

બજશે બાપુ બજશે. તારા કર્મમાં યે એક દિવસ બજશે. ધીરી તો થા !

ત્રીજી

બળ્યું બ્હેન ! મને ય બંસીના જ ઉચાટ થયા કરે છે.

પહેલી [illegible] છે.

(ભૈરવીની ધૂન)

પિયુ આવીને બંસી બજાવશે
બ્હેની, જો ને સાજન ઘેર આવે !
એ તો નાજુક બંસરી લાવશે
સખી, જો ને સાજન ઘેર આવે !
અંતરની બધી વાત અંતરમાં
શમી જઇને શરમાવશે,
સખી, જો ને સાજન ઘેર આવે !
આછે અધરે હાસ્ય રેલાવશે
બ્હેની, જો ને સાજન ઘેર આવે !
નીર ભર્યાં એનાં નયન છલકતે
સ્નેહનાં સુખ અકળાવશે
સખી જો ને સાજન ઘેર આવે !
એને ઉરે અગન સળગાવશે
બ્હેની જો ને સાજન ઘેર આવે !

બીજી

ગાવું રહેવા દેને બાપુ! વારે વારે મારા હૈયામાં જાણે બળ્યા જ કરે છે. મનમાં થાય છે કે જાણે રોશની, હાસ્ય-કલ્લોલ અને ગાવું બજાવવું—બસ એક જ રાત રહેવાનાં; અને વળતે દિવસથી જ જાણે અંધારાં ઉતરવાનાં.

પહેલી

રોવાના દિવસ તો ઘણાય છે બાપુ, આ બે દિવસ તો જરી આનંદ કરી લે! હું તો બ્હેન, જો ફુલ ન કરમાતાં હોત તો આજથી જ માળા ગૂંથવા માંડત.

બીજી

હું વરરાજાનું શયન-ગૃહ શણગારીશ.

પહેલી

હું કુંવરીબાને શણગાર સજાવીશ.

ત્રીજી

ત્યારે હું શું કરૂં?

પહેલી

અલી, તું પોતે જ શણગાર સજજે. કોને ખબર છે, યુવરાજ કદાચ તારા ઉપરે મોહી પડે!

ત્રીજી

તું તો બાપુ, હાંસી જ કર્યા કરવાની ને? તારાથી ન મોહાયા, એ મારા પર તો શે' મોહે? અરે! જેણે કુંવરીબાને એક વાર જોયાં હોય, એનું મન તે કદી આડે અવળે રસ્તે મોહાય? લ્યો, આ આવી બંસી. સાંભળ તો, બંસી બજવા મંડી.

પહેલી સખીનું ગીત

(લૈલી)

રે ! મીઠી વાંસળી વાગે;
વનમાં વાગે, એના મનમાં વાગે,
મીઠી વાંસળી વાગે.
વાય વસંતની લ્હેર ક્યાંહી,
ક્યાંહી ફુલડાં ડોલે,
કહે રે સખી ! રૂડી સ્નેહ—રાતલડીની
પૂનમ ક્યાં થકી રેલે ?
વનમાં રેલે, એના મનમાં રેલે,
મીઠી વાંસળી વાગે.
જાઉં કે જાઉં ના, લાજી મરૂં
સખી લોક શું કે'શે ?
હું શું જાણું મારો પ્રીતમ વ્યાકુલ
ભમતો હશે છાને વેશે !
વનને દેશે મારા દિલને દેશે
મીઠી વાંસળી વાગે.

બીજી

અલી ચુપ; જો કુમારસેન આવ્યા.

ત્રીજી

ચાલો બ્હેન, આપણે જરા ઓથે ઉભાં રહીએ. તમને તો કાંઈ નથી થતું, પણ બ્હેનો, કોણ જાણે શાથી યુવરાજની સમીપે જતાં મને કંઇક થઇ જાય છે.

બીજી

પરંતુ આજ કુમાર એકાએક કવખતે કેમ આવ્યા ?

### પહેલી

અલી ઘેલી, એને તે હવે શું વખત કવખત હોય ? રાજાના પુત્ર થયા એટલે શું મદનરાજ એને એકને,જ અણુવીંધ્યા છોડશે ? બાપુ, ન રહેવાય ! ન સહેવાય !

### ત્રીજી

ચાલો, ઓથે ચાલો.

(પછવાડે જાય છે)

કુમારસેન અને ઈલા પ્રવેશ કરે છે,

### ઈલા

બસ, પ્રભુ, વધુ બોલવાની જરૂર નથી. જરૂરી કામ છે ! રાજ્ય છોડીને જવું પડે છે ! માટે થોડો સમય વિવાહ ઠેલવા પડે છે ! બસ ? એથી વધુ કંઇ સાંભળવાનું રહે છે

### કુમારસેન

સદાય મારા ઉપર એવોજ વિશ્વાસ ધરજો, કુમારી! વિશ્વાસથી જ મને મન પરસ્પરની વાતો સમજી જશે. અબોલ અંતરની વાતોને વિશ્વાસજ ખેંચીને બહાર લાવી શકે છે. આ ઉપવનની અંદર, આ ઝરણાને તીરે, આ લતામંડપ તળે, આ સંધ્યાકાળે, પશ્ચિમ આકાશને સીમાડે, એ શુક્ર–તારાની સામે જોઇને તમારા પ્રવાસી પતિને યાદ કરતાં રહેજો. અને સંભારજો હું યે એ સમી સાંજે કોઈ તરૂવરને છાંયડે એકલો બેઠો બેઠો આ એજ શુક્ર–તારાની ઉપર તમારી આંખોના તારલા છવાયેલા જોતો હઈશ. મનમાં કલ્પજો કુમારી, કે એ આસમાની આકાશની અંદર ફુલોની સુવાસ સરખી આપણુ બન્નેની પ્રીતિ પરસ્પર લપેટાઇ રહી છે. સમજજો કે બન્નેની વિરહ–રાત્રી ઉપર એકનો એક જ ચંદ્ર ઉદય પામ્યો છે.

### ઈલા

જાણું છું, જાણું છું, નાથ, તમારા હૃદયને હું બરાબર સમજું છું ! બીજું કાંઇ કહેવું બાકી છે ?

### કુમારસેન

ત્યારે હવે, અયિ અંતરની લક્ષ્મી, જીવનની મર્મ-મૂર્તિ, અયિ સર્વાધિક સહચરી, હું જાઉં છું.

(જાય છે)

સખીઓ પ્રવેશ કરે છે.

### બીજી

હાય હાય ! આ શું કહેવાય ?

### ત્રીજી

બ્હેન, કાં જાવા દીધા ?

### પહેલી

એ સારૂંજ કર્યું રાજી થઇને રજા ન દીધી હોય તો બધાં બંધનો તોડીને કદાચ કદાને માટે નાસી છુટે ! હાય રે બ્હેનો, અંતે શું આ ઉત્સવના દીવા બુઝાવાનુંજ સરજ્યું હશે !

### ઈલા

બ્હેનો, ચુપ કરો, હૃદય તુટી પડે છે. તોડી નાખો એ દીપમાલાને. અને કહો, પેલી નિર્લજ્જ પુર્ણિમાના દીવાને કોણ ઓલવી નાખશે ? આજ કાં એવું લાગે, કે મારા જીવતરનો સૂર્ય પણ આથમતા સૂર્યની સાથોસાથજ પશ્ચિમે ડુબી ગયો ? મને-ઈલાને-પોતાની છાયા બનાવીને એ અસ્તને પંથે કાં ન લઇ ગયો ?

---

# ચોથો અંક

## પ્રથમ પ્રવેશ

સ્થળ: – … …માં શિબિર

વિક્રમદેવ … સેનાપતિ

### સેનાપતિ

શિલાદિત્ય અને ઉદયભાસ્કર પકડાયા છે, ફક્ત યુધાજિત પોતાનું સૈન્ય લઈ નાસી છૂટયો છે.

### વિક્રમદેવ

તો ચાલો, તત્કાળ તેની પાછળ પડો. ઉપાડી લ્યો તંબુ. હવે તો મને શ્વાસભર્યે ક્યે માનવ-મૃગયા રમવાના કોડ જાગ્યા છે; ગામડે ગામડે, અરણ્યોમાં, પહાડોની અંદર અને નદીને તીરે દિવસ રાત બસ ક્યુ… ર એ જ રમ્મત રમવી છે! વિદ્રોહીના દળમાં બાકી બીજા કોણ કોણ છે?

### સેનાપતિ

માત્ર જયસેન. વિદ્રોહ જગાવનારોજ એ છે. એનું સૈન્ય સહુથી વધુ છે.

### વિક્રમદેવ

તો ચાલો એના ઉપર ચઢીએ. હવે તો છાતીએ છાતી લગાવી અને ભુજાએ ભુજા ભેટાવી ગાઢ પ્રેમાલિંગન સમું સરસ સંગ્રામ ખેલવું છે. અસ્ત્ર અસ્રના ધીરા ઝણઝણાટ હવે નથી ગમતા. નજીવી લડાઈના નજીવા જયલાભ હવે નથી મીઠા લાગતા.

### સેનાપતિ

પ્રથમ તો બાતમી હતી કે શત્રુઓ છુપા છુપા આવશે ને અચાનક પાછળથી તૂટી પડશે; પણ હવે તો લાગે છે કે તેઓ ભય પામ્યા હોય, ને સંધીનાં કહેણ મોકલવા તૈયાર થતા હોય.

### વિક્રમદેવ

ફિટકાર છે ! ભીરૂ કાપુરૂષો ! ના, સંધી નહીં, યુદ્ધ માગુંછું હવે તો ! પરસ્પર રક્તધારાનાં મિલન, પરસ્પર અસ્ત્ર શસ્ત્રોના સંગીત–સ્વરઃ એવું યુદ્ધ માગુંછું; ચાલો સેનાપતિ !

### સેનાપતિ

જેવી આજ્ઞા, પ્રભુ !

(જાય છે)

### વિક્રમદેવ

અહો ! કેવી મુક્તિ ! કેવો આ રણ–ક્રીડાનો આનંદ ! આજ સુધી આ આનંદથી આઘે, કોઇ ગુફામાં, મને એક અબળાના નાજૂક બાહુઓએ બાંધી રાખેલો હતો ! અને મારૂં માતેલું હૃદય, એ ન્હાનકડી ગુફામાં વિશાળતા શોધતું શોધતું પગલે પગલે પાતાળમાં ઉતરતું હતું. પણ આજે છુટયો ! કેવો છુટકારો ! બેડીઓ પોતે જ બંદીવાનને છોડી ચાલી ગઇ ! આટલા દિવસ આ જગતમાં કેટલાં કેટલાં રણસંગ્રામો, કેટલી કીર્તિ અને કેટલા આનંદો— કર્મના કેટકેટલા પ્રવાહો વહી ગયા હશે ! અને હું, પામર, બીડાયેલી કોઇ ચંપાકળીમાં પોઢેલ કીડા સમો, અંતઃપૂરમાં જ પડયો રહ્યો ! કયાં હતી આ લોકલજ્જા, ને કયાં હતાં

આ વીર-પરાક્રમો ? ક્યાં હતી એ વિશાળ વિશ્વતટભૂમિ ! ક્યાં હતા એ હૃદય-તરંગોના ઘુઘવાટા ! આજે મને પામર, ભીરૂ કોણ કહી શકશે ! કોણ કહેશે કે હું રાણીવાસનો દાસ છું ! આજ સુધી કેવળ ફુલોની ગંધ વહેનારો મૃદુલ વાયુ આજે વાવાઝાડોને રૂપે જાગી ઉઠયો છે. ક્ષુદ્ર પ્રેમ કરતાં તો ભલી છે આ ઘોર હિંસા! હિંસા તો આ હૃદયની બંધન-મુક્તિનું સાચું સુખ છે ! હિંસા એજ જાગૃતિ ! હિંસા એજ સ્વાધીનતા !

(સેનાપતિ પ્રવેશ કરે છે.)

### સેનાપતિ

શત્રુની સેના આવે છે.

### વિક્રમદેવ

ચાલો ત્યારે.

(ગુપ્તચર પ્રવેશ કરે છે)

### ગુપ્તચર

રાજન્, શત્રુ-સૈન્ય નજીક આવી પહોંચ્યું છે. સાથે નથી વાદ્ય, નથી જય-પતાકા, કે નથી કંઇ યુદ્ધના પડકાર; જાણે માફી માગવા આવતા હોય !

### વિક્રમદેવ

માફીની વાત સાંભળવા હું નથી માગતો. પ્રથમ તો મારે મારા દોષની જ માફી મેળવવી છે. અપકીર્તિને મારે લોહીની ધારામાં ધોઇ નાખવી છે. ચાલો સેનાપતિ, યુદ્ધે ચડો.

(બીજો ગુપ્તચર પ્રવેશ કરે છે.)

### બીજો ગુપ્તચર

મહારાજ, શત્રુઓના શિબરમાંથી શિબિકા આવી છે; લાગે છે કે સંધિનું કહેણુ લઇને દૂત આવ્યો હોય.

### સેનાપતિ

પ્રભુ, પલવાર થંભો; પ્રથમ સાંભળીએ, એ દૂત શું કહે છે.

### વિક્રમદેવ

સારૂં, ત્યાર પછી યુદ્ધ!

(સૈનિક પ્રવેશ કરે છે.)

### સૈનિક

મહારાજ, યુધાજિત અને જયસેનને કેદ પકડીને મહારાણીજી પધાર્યા છે.

### વિક્રમદેવ

કોણ આવ્યું છે?

### સૈનિક

મહારાણી.

### વિક્રમદેવ

મહારાણી! કોની મહારાણી?

### સૈનિક

આપણાં મહારાણી.

### વિક્રમદેવ

શું દિવાનો થયો છે? જાઓ સેનાપતિ, જોઇ આવો, કોણ આવેલ છે.

(સેનાપતિ વગેરે જાય છે.)

શું બોલ્યો એ દિવાનો? યુધાજિત અને જયસેનને કેદ પકડીને મહારાણી પધાર્યાં! આ તે શું સ્વપ્ન! શું આ યુદ્ધક્ષેત્ર નથી? આ શું અંતઃપુર છે? આટલા દિવસ શું હું યુદ્ધના સ્વપ્નમાં જ મગ્ન હતો? અચાનક જાગીને જોઉં ત્યાં શું એજ ફુલવાડી, એજ મહારાણી, એજ પુષ્પનું

બિછાનું, એજ લાંબા, વિલાસના દિવસો, ને નિદ્રા–જાગૃતિમાં ઝકડાએલી એજ અખંડ રાત્રી ? કેદ પકડયા ? કોને પકડયા ? કાંઈ ઉન્ધું તો નથી સંભળાયું ને ? મને કેદ પકડવા તો નથી આવેલ ને ? ઓ દૂત ! ઓ સેનાપતિ ! કોણ આવેલ છે ? કોને કેદ પકડવા આવેલ છે !

(સેનાપતિ પ્રવેશ કરે છે.)

### સેનાપતિ

પ્રભુ, કાશ્મીરનું સૈન્ય લઇને મહારાણીજી પધાર્યાં છે. સાથે એમના સગા ભાઇ કુમારસેન પણ છે. રસ્તામાં નાસી છુટેલા જયસેન યુધોજિતને કેદ પકડીને તેઓ લાવેલ છે. તંબુને દરવાજે જ આપને મળવા માટે ઉત્સુક બની ઉભાં છે.

### વિક્રમદેવ

સેનાપતિ, નાસો, નાસો સૈન્ય લઇને. હવે શું એકેય શત્રુ બાકી નથી રહ્યો ? કોઈ બંડખોર નથી રહ્યો ?–ચાલો, નાસો. મળવા માટે આવે છે ? કોણ આવે છે ? રમણી ? રમણીને મળવાનો આ સમય નથી ! નાસી છુટો.

### સેનાપતિ

મહારાજ !

### વિક્રમદેવ

ચુપ કરો સેનાપતિઃ હું કહું તેજ સાંભળો; બંધ કરો દરવાજા. આ શિબિરમાં શિબિકાને દાખલ થવા મના છે.

### સેનાપતિ

જેવી આજ્ઞા પ્રભુ !

---

# બીજો પ્રવેશ

સ્થળ:—દેવદત્તની મઢુલી.

દેવદત્ત અને નારાયણી

**દેવદત્ત**

પ્રિયે, ત્યારે હવે રજા આપો, સેવક જાય છે.

**નારાયણી**

તે જાઓ ને! મેં કાંઇ તમને બાંધી રાખ્યા છે

**વદત્ત**

તારૂં દુઃખ જ આ છે ને! આ દુઃખે તો ક્યાંય જવાનું જ બનતું નથી. વિદાય લેવામાં પણ મઝા ન મળે! જો સાંભળ, હું કહું તેમ કર. પ્રથમ તો આંહી શરીરને પડતું મૂક. પછી બોલ, કે "હાય! હું હતભાગિની! હાય વિધિ! હા કામદેવ! શું કરૂં?"—બોલ

**નારાયણી**

હવે ઠાલા બકો મા. મારા સમ, સાચું બોલો, ક્યાં જાવું છે?

**દેવદત્ત**

રાજાની પાસે.

**નારાયણી**

રાજા તો લડાઈમાં ગયા છે. તમે શું લડાઈમાં જશો? દ્રોણાચાર્ય બની ગયા કે શું?

**દેવદત્ત**

ના રે, તું બેઠી છો ત્યાં સુધી હું તે લડાઇ કરૂં? ઠીક, પણ આ વખતે તો મને રજા આપો પ્રિયે!

## નારાયણી

તે જાઓને; કોણ તમને ગળાના સમ દઈને ઝાલી રાખે છે?

## દેવદત્ત

હાય રે પ્રભુ મકરકેતન! આંહી તમારાં ફુલનાં બાણ નહીં કાર કરે. તમારૂં આખું ને આખું પાષાણ-શર નહીં છોડો, ત્યાં સુધી આ ગોરાણીનું કાળજું નથી વીંધાવાનું. આ તો ગોરાણીનું કાળજું! અરે કહું છું કે શિખરદન્તી, પકવબિમ્બાધરોષ્ઠી, આંખમાંથી જરાક જળજળીઆં ય નહીં નીકળે? ઝટપટ એક બે ટીપાં તો પાડ, એટલે હું રસ્તો પકડું!

## નારાયણી

કપાળ તમારૂં! મારે શું દુઃખ હોય તે હું આંસુડાં પાડું? પણ હેં! સાચું કહો તો, તમારા ગયા વિના શું રાજાની લડાઈ નહી ચાલે? એવા મોટા લડવૈયા ક્યારે થઇ ગયા?

## દેવદત્ત

અરે, મારા વિના લડાઈ બંધ જ નહીં પડે; મંત્રીજીના કાગળ ઉપર કાગળ આવે છે કે, રાજાજી તો ખુવાર થઈ જાય તો ય કોઈ વાતે લડાઈ નથી છોડતા; બંડ તો આંહી ક્યારનું બેસી ગયું તો યે—

## નારાયણી

બંડ બેસી ગયું; ત્યારે રાજા લડાઈ કરે છે કોની સાથે?

### દેવદત્ત

રાણીના ભાઈ કુમારસેન સાથે.

### નારાયણી

અરે, એ શી વાત ? પોતાના સાળાની સાથે લડાઈ ? મને તો લાગે છે એક બીજા રાજા આ રીતેજ મશ્કરી કરતા હશે. આપણે હોઈએ તો ફક્ત કાન મરડી નાખીએ, એટલે પતી જાય; ખરૂં !

### દેવદત્ત

ના, મશ્કરી તો નથી. મહારાણી કુમારસેનની મદદથી જયસેન અને યુધોજિતને યુદ્ધમાં કેદ પકડી રાજાજીની પાસે લઈ આવ્યાં; પણ મહારાજે એમને શિબિરમાં આવ-વાજ ન દીધાં.

### નારાયણી

શું બોલો છો ? ત્યારે તમે આટલા દિવસ સુધી ગયા કેમ નહીં ? આ સમાચાર સાંભળ્યા પછી પણ બેઠા છો ? જાઓ, હમણાંજ ઉપડો. રાણીજી જેવાં સતીનું અપમાન કર્યું ? અરેરે ! નક્કી રાજાની કાયામાં કળજુગ પેસી ગયો !

### દેવદત્ત

જાણે વાત આમ બની; કેદ પકડાએલા બંડખોરોએ બાપુને કહ્યું કે "બાપુ, અમે તો તમારીજ રૈયત કહેવાઈએ. અપ-રાધ કર્યો હોય તો તમે પોતેજ સજા કરો. પણ એક પર-દેશી આવીને અમારૂં અપમાન કરે, એ તો તમારૂંજ અપ-માન કર્યા બરાબર કહેવાય. કેમ જાણે તમારા પોતાના રાજમાં રાજ ચલાવવાની તમારી શક્તિ જ ન હોય ! આવા

એક સાધારણ બળવામાં ઠેઠ કાશ્મીરથી લશ્કર આવે, એથી વધુ મશ્કરી બીજી કઈ હોઇ શકે ?" આટલું સાંભળતાંજ મહારાજ સળગી ઉઠયા, અને કુમારસેનને બે પાંચ આકરાં વેણ કહેવરાવી એક દૂત મોકલી દીધો. કુમારસેન તો ઉદ્ધત જુવાન, એટલે શી રીતે ખમી શકે ? મને લાગે છે કે એ પણ દૂતની સાથે સામાં બે ચાર વાંકાં વેણ કહેવરાવ્યા વિના નહીં રહ્યા હોય!

## નારાયણી

એમાં શું ? કુમારસેન તો રાજાના પોતાના કહેવાય— કાંઈ પારકા માણસ તો નથી ને ? તો પછી ભલે ને સામસામી વાતો કર્યાં જ કરે ! તમે નહીં હો તો શું રાજાને બે પાંચ વેણ બોલતાં પણ નહીં આવડે ? વાતો બંધ કરીને વળી હથીઆર ચલાવવાની શી જરૂર ? એમાં તો ઉલ્ટું હારી જવાય !

## દેવદત્ત

અસલ હકીકત તો લડાઈ કરવાનું એક બ્હાનું હતું. પણ હવે તો રાજાજી કહે કે "લડાઈ ન છોડું." હવે તો અવનવાં બ્હાનાં કાઢયા જ કરે છે. અત્યારે હીંમત કરીને રાજાને એના હિતની બે વાતો કહે એવો કોઇ નથી રહ્યો. એટલે હવે તો મારાથી નથી રહેવાતું. હું તો આ ચાલ્યો.

## નારાયણી

મરજી હોય તો ભલે જાઓ, બાકી હું એકલી કાંઈ ઘરનો ઢસરડો નહીં કરી શકું એ વાત પહેલેથીજ કહી રાખું છું. આ પડયું તમારૂં ઘરબાર. હું તો જોગણ બનીને ચાલી નીકળીશ.

### દેવદત્ત

હમણાં ખમી જા, હું આવું પછી જાજે. છતાં તું કહેતી હોય તો હું રોકાઈ જાઉં.

### નારાયણી

ના, તમે તમારે જાઓને! હું શું સાચેસાચ તમને રોકતી હતી ? ના, ના, તમારા વિના કાંઈ મારી છાતી ફાટી નહીં જાય, ઉચાટ કરશો મા. મારૂં તો મઝાનું ચાલ્યું જવાનું.

### દેવદત્ત

એ હું ક્યાં નથી જાણતો ? મને ય ખબર છે કે મલયાનિલ તારા પર કાંઈ અસર કરે તેમ નથી. વિરહ તો શું, વજ્રનો ઘા વાગે તો યે તને કાંઈ ન થાય.

(જવા તત્પર)

### નારાયણી

હે ઈશ્વર! રાજાજીને રૂડી મતિ દેજો, ભગવાન! વહેલા વહેલા પાછા એને ઘેર પહોંચાડજો!

### દેવદત્ત

ઘર છોડીને કદી ય ક્યાંય ગયો નથી! હે ભગવાન! આ બધાંની રક્ષા કરજો.

(જાય છે)



## ત્રીજો પ્રવેશ.

**સ્થળ: જલંધર–કુમારસેનનું શિબિર**

કુમારસેન અને સુમિત્રા

### સુમિત્રા

ભાઇ, રાજાને ક્ષમા કર, રોષ કરવો હોય તો ભલે મારા ઉપર કર. હું જાણું છું કે યુદ્ધનું કહેણ આવ્યું તો ય તું ચુપ રહ્યો તે માત્ર મારે કારણે. હું વચ્ચે ન હોત તો તું યુદ્ધ કરીને સાચે જ વીરની કીર્તિ પામત. હું શું નથી સમજતી, વીરા, કે આ અપમાનનો ઘા તારા હૈયાને જીવતે મોત જેવો લાગે છે? મેં અભાગિનીએ કેમ જાણે મારે જ હાથે મારા જ ભાઈના હૈયામાં અપમાનનું બાણ ભોંકી દીધું હોય, એવું થયું! આથી તો મોત ભલું, ભાઈ, મોત ભલું!

### કુમારસેન

ના રે બ્હેન! એમાં શું? યુદ્ધ એ વીરધર્મ ખરો; પણ ક્ષમા તો એથી યે મોટો વીરધર્મ. અને અપમાન? અપમાન તો જે માનવંત હોય તે જ આપી શકે. બીજાનો એ અધિકાર નથી.

### સુમિત્રા

વાહ, મારા વીરા! વાહ! તારૂં આ લેણું હું પ્રાણ દઇને પણ શી રીતે વાળી શકવાની? તું વીર, તું મોટા મનનો, ને આ માનવીઓમાં તું જ રાજા—

### કુમારસેન

ના, બ્હેન, હું તો માત્ર તારો ભાઈ! ચાલો પાછાં કાશ્મીર; બરફના શિખરોથી ઘેરાયેલા એ શીતલ આનંદ–

વનની અંદર આપણા નાજુક શૈલગૃહમાં ચાલો પાછાં પેસી જઈએ. બાલપણના શિખર ઉપર એ ઝરણાં જેવાં આપણ બન્ને બ્હેનભાઇ એક સાથે ખેલ્યાં હતાં; આજે શું બ્હેન, પાછા એ જીવનના ઉંચા સુંદર શિખર ઉપર નહીં જઇ શકાય ?

## સુમિત્રા

ભલે ભાઈ, ચાલો. અને જે ઘરની અંદર આપણે બ્હેન-ભાઈ બેજ રમતાં, તે ઘરમાં હવે તો એક ભાભી યે જોશે ! [illegible] સાંજે બેસીને હું એ ન્હાનકડી ભાભીને તારા મનગમતા શણગાર સજાવીશ; અને મારા વીરાને કયું ફુલ વ્હાલું છે, કયું ગીત ગમે છે, કયા કાવ્યમાં રસ પડે છે, એ બધીય વાતો શીખાવીશ. આપણાં બાળપણની વાતો કહીશ; ને તારા બાલ-હૃદયની મોટાઇઓ વર્ણવી બતાવીશ.

## કુમારસેન

આજ મને એ વાતો યાદ આવે છે; આપણે બન્ને વીણા શીખતાં; હું અધીરો બનીને નાસી જતો; અને તું સાંજરે બિછાનામાં બેઠી બેઠી, વાળ વસ્ત્રનુ ભાન ભૂલી, તારી નાની નાની આંગળીઓ વતી પંપાળતી પંપાળતી વીણાને બ્હેનપણી બનાવી લેતી. ખરૂં બ્હેન!

## સુમિત્રા

મને ય સાંભરે છે; તું રમીને ઘેર આવતો ત્યારે મને અલૌકિક વાર્તાઓ કહેતો; કોઇ અજાણી નદીને કાંઠે તેં દેખેલી સુવર્ણ-નગરી; કોઇ અલૌકિક કુંજમાં કયાંઇકથી ખરે ખોળે પડેલું મીઠું અમૃત ફળ; એવી એવી વાતો તું જોડી કાઢતો, ને હું નિરાશ હૃદયે, ચકિત બનીને સાંભળતી;

રાત્રીએ મને એ વાતો માંહેલી દેવતાઈ ફુલવાડીનાં સ્વપ્નાં આવતાં. યાદ છે ભાઇ ?

### કુમારસેન

હાં, બરાબર. અને પછી તો વાર્તા કહેતાં કહેતાં મારી કલ્પનાજ મને છેતરતી; સાચું ને કલ્પિત, વાદળ અને પહાડની પેઠે એકાકાર બની જતાં; હું પોતેજ જાણે એ દૂર દૂરના પહાડની પેલી મેર પરીઓની નગરી દેખી શકતો. જો આ શંકર આવ. ચાલો આપણે સમાચાર સાંભળીએ.

(શંકર પ્રવેશ કરે છે.)

### શંકર

ભાઇ, તમે ધણી છો, તમે મારા રાજા છો. પણ મને ક્ષમા કરજો. રાણી બ્હેન, તમે ય ક્ષમા કરજો. મારાથી ન રહેવાયું, ન સહેવાયું. મને શીદ દૂત બનાવીને એ રાજાની છાવણીમાં મોકલ્યો, બાપ ? હું ઘરડો થઇ ગયો, મને સફાઇથી બોલતાં આવડતું નથી, અને મારાથી તમારૂં અપમાન તો શે' સંખાય ? સભા[illegible] મારું કહેણું સાંભળીને જ્યારે નીચ જયસેન ખડખડ હસવા લાગ્યો, અધમ યુધાજિત તીખી મજાક કરવા લાગ્યો, અને જાલંધરના ધણી વિક્રમદેવે પોતે પણ જ્યારે મચકારા મારી તમને "છોકરો ને બાયલો" કહ્યા; ત્યારે તો આ ધોળા માથા ઉપર વજ્ર તૂટી પડયું, મારા કુમાર ! મનમાં લાગ્યું કે જાણે ચારે બાજુએ એકેએક સભાસદ સામસામા જોતા હસે છે, આઘે દરવાજા પરના પહેરેગીર પણ જાણે હસે છે, અને પછવાડે બેઠેલાઓનું નિઃશબ્દ અટ્ટહાસ પણ જાણે પાછળથી આવીને કાળા ભોરીંગ જેવું મને કરડવા લાગ્યું. ત્યારે તો પછી, આંહીથી જેટલાં જેટલાં મીઠાં વેણ ગોખી ગયેલો તે તમામ ભુલ્યો, રોષમાંને રોષમાં મારાથી

બોલી જવાયું કે “ જાલંધરના ધણી ! વઢકણી બાયડીની જેમ તને કજીઆમાં જ વીરત્વ લાગે છે ! તું ક્ષત્રીવીર ન્હોય; તું બાયડી છે. અને સાંભળજો ઓ સભાસદો ! કે જાલંધરના ધણીને બાયડી સમજીનેજ મારો સજા પોતાની સમશેર મ્યાન કરી પાછો જાય છે. ” ભાઇ, મારાં વચનો સાંભળીને જાલંધરનાથ કમ્પી ઉઠયો: અને સૈન્ય સજ્જ થઈ રહ્યું છે.

## સુમિત્રા

ભાઇ, મારા સ્વામીને ક્ષમા કર.

## શંકર

આ શું બોલો છો બ્હેનબા ? કાશ્મીરની કુમારીના મ્હોંમાં આવાં વેણ ? પીયરના અપમાનની કથા શું આખા દેશમાં બજાવી મૂકવી છે ? ના ના બ્હેન, હું કરગરીને કહું છું કે હવે તો ભાઇને એનો વીરધર્મ ન ચૂકાવશો.

## સુમિત્રા

શંકર, શંકર, એવું બોલ ના, મારા ભાઈ ! માફ કર મારા વીરા ! તારે પાયે પડું છું. તેમ છતાંય જો તારા એ કોપની કમ્પતી જ્વાળાને તારે લોહીથી જ ઓલવવી હોય, તો આ રહ્યું મારી છાતીનું લોહી, આ લે. ચુપ કાં રહ્યો ભાઈ ? નાની હતી ત્યારથી તો તું વણમાગ્યે જ તારો પ્રેમ દેતો આવ્યો છે. આજ હું સામે ચાલીને તારો કોપ માગી લઉં છું. દઇ દે ભાઇ !

## શંકર

સાંભળો કુમાર બાપુ ! વાત કહું.

### કુમારસેન

બસ, શંકર! તું જા, સૈન્યને મારી આજ્ઞા સંભળાવ કે અત્યારે કાશ્મીર તરફ કૂચ કરી જાય.

### શંકર

હાય હાય, આવું કલંક! જગતમાં એવી અપકીર્તિ બોલાશે કે 'ભીરૂ ભાગ્યો, પીઠ બતાવી.'

### સુમિત્રા

શંકરભાઇ, ઘડીભર તો એ બાળાપણું સંભારી જો! એ નાનકડાં ભાઇ બ્હેનને તું એકજ બાથમાં ભીડીને ખોળે બેસાડતો. એના કરતાં શું આજ કીર્તિ ને અપકીર્તિ વધુ વ્હાલાં થઈ પડ્યાં! જીવતાં સુધીનું આવું પ્રાણ પ્રાણનું પરસ્પર હેત; માતાપિતા અને વિધાતાના આશીર્વાદ પામેલું આ પવિત્ર તીર્થધામ; એવી આ કલ્યાણ-ભૂમિમાં હિંસાની જ્વાળા લાવીને, ઓ શંકરભાઈ, શું તું લાય લગાડવામાં રાજી છે?

### શંકર

ચાલો ભાઈ, ચાલો બ્હેન, ફરી પાછાં એ શાંતિસુધા-ભર્યાં બાળાપણમાં ચાલ્યાં જઈએ.

---

## ચોથો પ્રવેશ

---

સ્થળ: વિક્રમદેવનું શિબિર.

વિક્રમદેવ, યુધાજિત, અને જયસેન.

### વિક્રમદેવ

નાસતા શત્રુ પર આક્રમણ કરવું એ ક્ષત્રીનો ધર્મ નથી.

**યુધોજિત**

પરંતુ નાસેલો અપરાધી જો શિક્ષા વગર છટકી જાય, તો રાજસત્તા કમજોર કહેવાય.

**વિક્રમદેવ**

એ બિચારો બાલક છે, એને પૂરતી સજા થઈ ચૂકી છે. પલાયન અને અપકીર્તિ, એથી વધુ શી સજા હોય ?

**યુધોજિત**

અપકીર્તિ તો કાશ્મીરના પર્વતોની બ્હાર જ પડી રહેવાની. કાશ્મીરમાં તો એ યુવરાજ, એટલે ત્યાં એના કલંકની કથા કોણ જાણી શકવાનું હતું ?

**જયસેન**

ચાલો મહારાજ, કાશ્મીર જઈએ; જઇને ગુન્હેગારને સજા કરી આવીએ; એના સિંહાસન ઉપર કલંકની છાપ મારી આવીએ. પછી ભલે જુગ જુગ સુધી કાશ્મીર આપણને યાદ કરે !

**વિક્રમદેવ**

ચાલો ત્યારે. વિચાર કરશું તો વિચારનો પાર નહીં આવે. હવે તો કાર્યના પ્રવાહમાં મેં પડતું મેલ્યું છે— જોઉં હવે કયાં નીકળાય છે, ને કયાં કિનારો હાથ લાગે છે!

(પહેરેગીર પ્રવેશ કરે છે.)

**પહેરેગીર**

મહારાજ ! દેવદત્ત બ્રાહ્મણ દર્શને આવેલ છે.

**વિક્રમદેવ**

દેવદત્ત ? લઇ આવો, લઇ આવો એને. ના, ના, ખમો, રહો, વિચાર કરી જોઉં, શા કારણે આવ્યો હશે આ વીપ્ર ?

એને હું બરાબર ઓળખું છું. યુદ્ધક્ષેત્રમાંથી એ મને પાછો વાળવા આવ્યો છે! હાય રે બ્રાહ્મણ! એ બંધ તો તમે જ તોડી નાખ્યા છે ને! હવે તે શું એ પ્રચંડ પ્રવાહ, તમારા પાળેલા પ્રાણીની માફક, કેવળ અનાજનાં ખેતરોને પલાળીનેજ [illegible] વળી શકવાનો હતો? ના, ના, હવે તો એ તમારાં ખોરડાંના ચૂરેચૂરા કરી મૂકશે, તમારાં ગામડાં બોળી દેશે, તમારો દેશ ડુબાવશે. તમે બધા આંહી તહીં સલાહો પૂછતા, મતો મેળવતા, અચકાતા, થરથરતા મારી વાટ જોતા રહેશો; અને હું તો આ ચાલ્યો કાર્યના પ્રચંડ વ્હેનમાં, અવિશ્રાંત ગતિના આનંદમાં. રસ્તાની શિલાઓને તોડતી તોડતી છૂટી નીકળેલી કોઇ ગાંડીતૂર મહાનદીનો એ આનંદ! એ અંધ આનંદ! એક પલક એ તો એનું પરમાણુ! પલભરમાં તો, મદોન્મત્ત હાથી જેમ સૂંઢમાં રાતું પદ્મ ચૂંટી ચાલ્યો જાય તેવો એ મસ્ત આનંદ પા[illegible] અનંત સુખ તોડીને ધસ્યે જાય, છે! જાઓ, ઇન્સાફ અને [illegible]ની વાત પછી કરશું. પછી તો સદાકાળ એ જડ સિંહાસન પર પડ્યા પાડ્યા મસલતો કર્યા કરવાની છે ને! હમણાં તો તોફાને ચડ્યો છું. બ્રાહ્મણને મળવાની જરૂર નથી. કહી દો એને.

જયસેન

જેવી આજ્ઞા.

યુધાજિત

([illegible])

એ બ્રાહ્મણ દુશ્મન છે. કેદમાં રાખવાનો છે.

જયસેન

વિલક્ષણ આદમી લાગે છે.

# પાંચમો અંક

## પ્રથમ પ્રવેશ

સ્થળ: કાશ્મીર—રાજમહેલ

રેવતી અને ચંદ્રસેન

### રેવતી

યુદ્ધની તયારી ? શા માટે યુદ્ધની તૈયારી ? ક્યાં છે શત્રુ ? એ તો મિત્ર આવે છે. આદર માનથી એને આંહી તેડી લાવો. ભલે એ કાશ્મીરનું રાજ્ય કબજે કરે ! રાજ્યને રક્ષવા માટે આટલાં બધાં વલખાં તમે શીદ મારો છો ? રાજ્ય શું તમારૂં છે ? કહું છું કે પ્રથમ તો વિક્રમદેવને રાજ્ય જીવતા દ્યો; પછી મિત્રભાવે તમે રાજ પાછું માગી લેજો. આ પારકું રાજ્ય તો ત્યાર પછી આપણું પોતાનું બનશે.

### ચંદ્રસેન

ચુપ રહો, રાણી ચુપ રહો, એવું ન બોલો. મારૂં કર્તવ્ય તો હું બજાવવાનો જ; ત્યાર પછી જોઇ લેવાશે, કિસ્મતમાં શું માંડયું છે !

### રેવતી

હું જાણું છું, કે તમારો શો ઈરાદો છે. પ્રથમ યુદ્ધનો દેખાવ કરીને તમારે પરાજય સ્વીકારવો છે; અને પછી ચોમેર રક્ષણ કરી, લાગ જોઈ, યુક્તિથી તમારે તમારી મતલબ સાધવી છે. ખરૂં ?

### ચંદ્રસેન

જાઓ જાઓ રાણી, તમારે મ્હોંયે જ્યારે આ બધી વાતો સાંભળું છું ત્યારે મને મારા પર ધિઃકાર છુટે છે. મનમાં એમ થઇ જાય છે કે સાચે જ, હું આવો દગલબાજ છું! મનમાં સંદેહ જન્મે છે કે જાણે હું પોતે જ રાજાને વેશે એક ચોર છું. ના રાણી, કર્તવ્યના માર્ગ પરથી મને પાછો ન વાળો!

### રેવતી

એમ છે? તો પછી હું યે મારૂં કર્તવ્ય કરીશ; મારે સગે હાથે મારા છોકરાનું ગળું દાબીને જીવ કાઢી નાખીશ. એને રાજા નહોતો કરવો, તો પછી શીદને આ સંસારમાં ભિખારીનો વંશ વાધ્યો, ભલા? પારકાંની છાંયડીમાં લાંબો હાથ કરીને ફરવું, એથી તો વનવાસ ભલો, મોત ભલું. મનમાં ગાંઠ વાળજો ઠાકોર! કે મારૂં પેટ પારકાંની તાબેદારી નથી વેઠવાનું. મારી કુખે પાકેલો શું પારકાના દીધેલ પોશાક પે'રીને બેસી રહેશે? મેં જન્મ દીધો છે, હું જ કાં તો સિંહાસન દઈશ, ને કાં તો મારે સગે હાથે મોત દઈશ. નહી તો કુમાતા કહીને એ મને શાપ દેશે!

(કંચુકી પ્રવેશ કરે છે)

### કંચૂકી

યુવરાજ બાપુ આવ્યા છે. મહારાજાને અબઘડી જ મળવા માગે છે.

(જાય છે)

### રેવતી

હું આંહી સંતાઇને જ ઉભી રહીશ. તમે એને કહી દેજો, કે હથીઆર છોડીને જાલંધરના ધણીને ચરણે ગુન્હેગાર તરીકે સોંપાવું પડશે.

**દ્રસેન**

ના, ઉભાં રહો. ... ...ા.

**વતી**

રહેવાશે તો નહીં ... મનના ભાવ મારાથી છુપાવી શકાશે નહીં. પ્રીતિનો ...ાવ મારાથી નથી બનતો. તે કરતાં તો ઓથે ર... તમારી વાતો સાંભળવી એ ઠીક છે.

(જાય છે)

(કુ...ાર ... ...મત્રા પ્રવેશ કરે છે)

**માર**

પ્રણામ કરૂં છું. ... બાપુ!

**...ત્રા**

પ્રણામ, કાકા બા...

**સેન**

જીવતાં રહો, બ...

**માર**

આમ કેમ મહારાજ ... યુદ્ધની તૈયારી કાં નહીં? સૈન્ય ક્યાં? કાશ્મીર ઉપર શ... ...નું કટક આવે છે એ ખબર તો મેં ક્યારના મોકલા... છે!

**...સેન**

શત્રુ તું કોને કહે છે ... વિક્રમદેવ શું આપણો શત્રુ? મા સુમિત્રા, કહે, શું વિ... કાશ્મીરનો જમાઈ નથી? આટઆટલાં વરસ વીત્યે આજ આપણે આંગણે જમાઇ આવતો હોય, એનાં સામૈયાં શું સમશેરથી કરવાનાં હોય, દીકરી?

### સુમિત્રા

હાય રે બાપુ ! મને હવે કાંઈ ન પૂછો. હું અભાગણી રણવાસ મેલીને આંહી શીદ આવી ? આટલું બધું અમંગળ ક્યાં સંતાઈને બેઠું હતું ? એક અબળાનો પગ લાગ્યો ત્યાં સાત ફેણ વાળો કાળીનાગ એકાએક ક્યાંથી ફુંફાડી ઉઠયો ? મને કાંઈ ન પૂછશો, મારી મતિ મુંઝાઈ ગઈ છે ! અને, ભાઈ, તને ક્યાં બધી ખબર નથી ? તું જ્ઞાની છે, વીર છો હું તો તારા પગમાં પડેલી મુંગી છાયા જેવી છું. ભાઇ, સંસારની ગતિને તું જાણે; હું તો એક તને જ જાણું છું, વીરા !

### કુમાર

મહારાજ, જાલંધરનાથ આપણો શત્રુ નથી, ઉલટો સ્વજન છે ! પરંતુ એ કાશ્મીરનો શત્રુ બની આવે છે. મારૂં અંગત અપમાન મેં છાતીએ ઝીલ્યું, પણ આ કાશ્મીરની–મારી માતાની–ઈજ્જતહાનિ મારાથી શે' જોવાય, પિતા !

### ચંદ્રસેન

એની ફીકર ન કર; આપણી પાસે પૂરતું સૈન્યબળ છે કાશ્મીરને માટે કશી ધાસ્તી નથી.

### કુમાર

તો સૈન્યનો કબજો મને સોંપો.

### ચંદ્રસેન

એ પછી જોશું. પ્રથમથીજ તયારી કરવાથી નાહક યુદ્ધનું નિમિત્ત જાગશે. અણીને ટાણે તને જ સૈન્યનો કબજો સોંપીશ.

( રેવતી પ્રવેશ કરે છે. )

રેવતી

કોને જોઈએ છે સૈન્યનો કબજો ?

સુમિત્રા અને કુમાર

પ્રણામ કરીએ છીએ, માતા !

રેવતી

યુદ્ધમાં ભંગાણ પાડીને ભાગી નીકળ્યો, અને હવે ઘેર આવીને પાછો સૈન્યનો કબજો માગે છે ? તું રજપૂત છે ? કાશ્મીરનું સિંહાસન તારે જોઈએ છે ? જરા ય લજવાતો નથી ? જંગલમાં જઈને મોઢું સંતાડ, મોઢું ! સિંહાસને બેસીશ તો જગતની નજર આગળ આ સોનાના રાજમુગટને કાળો ડાઘ બેસશે, બાયલા !

કુમાર

માતાજી, મેં તમારો શો અપરાધ કર્યો છે કે આવાં કઠોર વેણ કાઢી રહ્યાં છો ? આ શું પ્રીતિનો ઠબકો કહેવાય ? ઘણા દિવસથી, માડી, તમે આ અભાગી દીકરા ઉપર નારાજ રહો છો ! કોપમાં સળગતી તમારી નજર કાયમ મારા મર્મને વીંધી નાખે છે. હું પાસે આવું ત્યાં જ તમે કાંઇ બોલ્યા ચાલ્યા વિના બીજા ઓરડામાં ચાલ્યાં જાઓ છો, ને વિના કારણે વસમી વાણી કાઢો છો. બોલો, માડી, હું શું કરૂં તો મારા ઉપર તમારા પેટના સંતાન જેવો તમને વિશ્વાસ બેસે ?

રેવતી

બોલી નાખું ?

ચંદ્રસેન

અરે ! અરે ! ચુપ રહો રાણી !

કુમાર

મા, વધુ વાત કરવાનો વખત નથી રહ્યો. દુશ્મનો આપણે દરવાજે આવી. પહોંચ્યા છે તેથીજ હું સૈન્ય માટે કરગરૂં છું.

રેવતી

તને તો ગુન્હેગાર બનાવી, હાથકડી જડી, અને જાલંધરનાથને સોંપી દેવો છે. પછી એ માફ કરે તો ભલે, નીકર જે સજા એ ફરમાવે તે માથું નમાવીને ભોગવી લેજે.

સુમિત્રા

હાય હાય! કેવું પાપ ! બોલો ના, બોલો ના માતા ! સ્ત્રીનો અવતાર ધરીને રાજવહીવટમાં માથાં ન મારો. નહીં તો બધાને ઘોર આફતના કુવામાં ઉતારશો, ને તમે પોતેય સાથે પડશો. ચાલો માડી, સંસારની આ નિર્દય ધમાચકરડીને છોડી આપણી સ્નેહ–સૃષ્ટિમાં ચાલ્યાં જઇએ. ત્યાં બેસી સદા હિતનાંજ અમૃત વરસાવો, દયા કરો, સેવા કરો. રાજમહેલની અંદર રૈયતની જનેતા બની બેઠાં રહો, માડી ! કજીઆ ટંટા કે લડાઇ, એ આપણાં કામ નથી.

કુમાર

બાપુ, વખત જાય છે; બોલો, શી આજ્ઞા કરો છો ?

ચંદ્રસેન

ભાઇ, તું અણસમજુ છે, એટલેજ તને એમ થાય છે કે મનમાં આવ્યું તે કામ પલકમાં પતાવી દેવાય. પણ સમજ, કે રાજકામ બહુ દોહ્યલાં છે. હજારો મનુષ્યોનાં શુભાશુભનો નિર્ણય એક ઘડીમાં શી રીતે બને ?

### કુમાર

આવો નિર્દય વિલંબ, બાપુ? કાળના મ્હોંમાં પડ્યાં પડ્યાં પણ થંડે કલેજે વિચારો કરવાના હોય? તો પછી પ્રણામ, રજા લઉં છું.

(સુમિત્રાને લઇને જાય છે.)

### ચંદ્રસેન

રાણી, તમારાં નિષ્ઠુર વેણ સાંભળીને તો ઉલટી કુમાર ઉપર મને દયા આવે છે; હૃદય ડંખે છે; મન થાય છે કે એને પાછો વાળીને મારા હૈયામાં બાંધી રાખું, અને પ્રીતિથી પંપાળીને અંતરમાં પડેલા ઘા રૂઝાવું?

### રેવતી

છોકરમત છોડી દ્યો હવે! ઘા કર્યા વગર શું એની મેળે આફત તૂટી જવાની હતી? તમે જ જો મરદ બનીને કામ કરતા હોત, તો તો ઘણીય હું ઘેર બેઠી બેઠી કાયમ માયા મમતાજ કર્યા કરત. પરંતુ, હવે તો એ ટાણું ગયું.

( જાય છે )

### ચંદ્રસેન

ફાટેલો અશ્વ પવનને વેગે છૂટી નીકળે, ને આખરે પોતાનાજ રથને પાષાણની દિવાલ સાથે અફળાવી ચૂર્ણ કરી નાખે! મનુષ્યની પ્રબળ ઇચ્છાના વેગ પણ એવાજ પ્રબળ! દોડે ત્યારે રસ્તો ન દેખે, ને અંતે પોતે પણ પટકાઇને પાયમાલ બને!

# બીજો પ્રવેશ

સ્થળ: કાશ્મીરની બજાર
લોક મેદિની

## પહેલો આદમી

કાં ભાભા, કોઠી ભરી ભરીને ઘઉં તો ખૂબ સંઘરતા હતા; અને હવે વેચવાની આટલી બધી દોડાદોડ કાં કરો?

## બીજો

વેચ્યા વિના છુટકો છે ભાઈ? આ જાલંધરનું લશ્કર આવે, તે બધું ય લુંટી લેશે. આ શેઠીઆઓના ઘઉંની મોટી મોટી કોઠીઓ, અને પેટની જાડી જાડી ફાંદો, ફડા-ફડ ફાડી નાખશે. ઘઉંની કે રોટલીની, એકેયની જગ્યા નથી રહેવાની.

## શેઠ

હા, ભાઇ, હા, પેટ ભરીને મશ્કરી કરી લે. પછી તો તારીય બત્રીસે દાંત સંતાડવા પડશે. સહુને સાથે જ પીંખી નાખશે.

## પહેલો

હું ય, બાપા, એજ સુખ લઉં છું, કે તમે ને અમ તમામ એક સાથે જ મરવાના. અત્યાર લગી તો શેઠ, તમે ઘઉં સંઘરતા ને અમારા પેટમાં ભૂખની ઝાળ થાતી; હવે એ તો નહીં થાય ને! હવે તો તમારા પેટમાં ય ઝાળ થાશે. તમારાં સહુનાં સુકલ ડાચાં દેખીને હું મરૂં, તે ગતિ થાય!

બીજો

અને અમારે વળી શી પીડા છે ભાઈ ? અમારે તો " આગળ હાથ ને પાછળ હાથ. " એમે ય કાંઇ ઝાઝા દી' કાઢત નહીં, અને આમે ય ઝાઝા દી' કાઢવા નહીં ! તો પછી ગમ્મત કાં ન કરી લેવી ?

પહેલો

કાં જગા શેઠ, આટલા બધા કોથળા કેમ આણ્યા ? કાંઇ ખરીદવું છે ?

જગો

હા જ તો. વરસ એકના ઘઉં સામટા લઈ લેશું.

બીજો

લેશો તો ખરા, પણ રાખશો ક્યાં ?

જગો

આજ રાતોરાત મારા મામાને ગામ ભાગવા મંડશું.

પહેલો

પણ મામાને ગામ પૂરા પહોંચશો ત્યારે ને ! મારગે ઘણ ય મામા બેઠા છે ! હેત કરીને રાત રોકી દેશે !

( કોલાહલ કરતું કરતું લોકોનું ટોળું આવે છે )

પાંચમો

અલ્યાં, કોણ લડાઈ કરવા તૈયાર છે ? માટી થાવ

પ્રથમ

ભાયડો તૈયાર છે, લાવડો ! બોલ, કોની સાથે લડવાનું છે ?

**પાંચમો**

આ બુઢ્ઢો રાજા જાલંધરની સાથે કાવતરૂં કરીને આપણા કુમાર બાપુને સોંપી દેવાનો છે.

**બીજો**

એ....એ....મ ! બુઢ્ઢા રાજાની દાઢીમાં દીવાસળી જ નહીં મેલી દઇએ ?

**બધા**

હા, હા. કુમાર બાપુની રક્ષા આપણે બધા કરશું.

**પાંચમો**

બુઢ્ઢો રાજા કુમાર બાપુને કેદ કરવાનો હતો. એટલે અમે કુમાર બાપુને સંતાડી દીધા છે.

**બીજો**

હાલો ભાઇઓ, બુઢ્ઢા રાજાને ગુંદી જ નાખીએ.

**ત્રીજો**

હાલો, એનું માથું જ કાપી નાખીએ.

**પાંચમો**

એ બધું પછી. પહેલાં તો લડવું પડશે.

**પહેલો**

તે એમાં શું ? લડશું. આ બજારેથી જ લડવાનું શરૂ કરી દ્યો ને ! પહેલાં તો આ શેઠીઆઓના ઘઉંની ગુણો જ લુંટી લઇએ. ત્યાર પછી ઘી છે, ચામડું છે, કાપડ છે.

(બે માણસ પ્રવેશ કરે છે.)

## છઠ્ઠો

અલ્યા સાંભળ્યું કે ? કુમાર બાપુ સંતાઈ ગયા, એટલે જાલંધરના રાજાએ ઢોલ પીટાવ્યો છે કે કુમાર બાપુનો પતો દેશે એને ઇનામ મળશે.

## પાંચમો

પણ તારે એ બધી વાતનું શું કામ છે ?

## બીજો

તારે ઈનામ લેવું છે કે શું ?

## પહેલો

અલ્યા ભાઇઓ આવો, બધા મળીને આને ઈનામ દઇએ. ગમે તે એકાદ કામનો આદર કરી દઇએ. છાનામાના તો હવે નથી બેઠા રહેવાતું. હાથ ખાજવે છે.

## છઠ્ઠો

એ ભાઇઓ, તમારી ગૌ, મને મારશો નહીં, માબાપ ! હું તો તમને ચેતવવા જ આવ્યો હતો.

## બીજો

જાગા, તું એકલો જ ચેતી જાને !

## પાંચમો

જો ક્યાંય આ વાત ફેલાવીશ ને, તો તારી જીભ ખેંચી કાઢશું.

(દૂર કોલાહલ થાય છે)

આલ્યા આવે છે-આવે છે.

## બધા

આ આવે: જાલંધરનું લશ્કર આવી પહોંચ્યું

**પહેલો**

બસ ત્યારે ! ચાલો હવે લૂંટ કરવા. આ જગો શેઠ પોટકું ભરીને ઉપડયો. ચાલો એને માર્ગે. જગાને છોડી દ્યો અને બધા પોઠીઆને માલ સોતા મૂકો વ્હેતા.

**બીજો**

તમારે જાવું હોય તો જાઓ ભાઇ, હું તો તમાશો જોઈ આવું. ઉઘાડી તલવાર લઇને હારબંધ લશ્કર આવતું હોય, એ જોવાની ભારી લહેર આવે.

---

## ત્રીજો પ્રવેશ

સ્થળ: ચિત્રકૂટ-રાજમહેલ

અમરરાજ અને કુમારસેન

**અમરૂરાજ**

ચાલ્યો જા મારા રાજમાંથી; આવીશ મા, નહીં તો તું યે ડૂબીશ, મને ય સાથે ડૂબાવીશ. તું જાલંધરપતિનો અપરાધી, તને મારાથી આશરો નહીં અપાય. આંહી તારે માટે જગ્યા નથી.

**કુમારસેન**

અમરૂરાજ, હું આશરો લેવા નથી આવ્યો. હું તો મારા તકદીરના મહાસાગરમાં મારી જીવન-નૌકાને છોડી દેવાજ હું નીકળ્યો છું. પરંતુ તે પહેલાં એક વાર-ફક્ત એકજ વાર ઇલા કુમારીને મળી લઉં, એટલીજ મારી ભિક્ષા છે.

### અમરૂરાજ

ઈલાને મળવા ? મળીને શું કરવું છે ? મળવાથી શું વળવાનું છે ? મતલબી માનવ ! આજ ગૃહહીન, આશાહીન, અપમાનિત અને મૃત્યુના મ્હોંમાં પડેલો તું-ઈલાના હૃદયમાં પ્રેમની સ્મૃતિ જગાવવા શા માટે આવ્યો છે ?

### કુમારસેન

શા માટે આવ્યો છું ? હાય, રાજન્, એ તમને શી રીતે સમજાવું ?

### અમરૂરાજ

વિપદ્‌ના પૂરમાં ઘસડાતો જતો તું-તીરે ઉભેલી એક નાજૂક પુષ્પલતાને પકડવા શા માટે વલખાં મારી રહ્યો છે, અભાગી ? જા, તણાઇ જા.

### કુમારસેન

આર્ય, મારી વિપદ્ ને મારૂં દુઃખ આજ મારાં એક-લાનાં નથી, પણ અમારી બેલડીનાં છે. પ્રેમ કેવળ સંપદનોજ ભોગી નથી, મહારાજ ! એક વાર મને વિદાય માગી લેવા દો-બસ બેજ પળ મળવા દો.

### અમરૂરાજ

વિદાય તો તેં સદાકાળને માટે માગી લીધી છે. હવે ન હોય. ચાલ્યો જા. વિદાયની વાત એ બિચારીને ભૂલવા દે. એના હસતા મ્હોં ઉપર જીવનભરનો અંધકાર નથી ઉતારવો.

### કુમારસેન

જો મારાથી ભૂલાતું હોત, તો એને પણ હું ભૂલવા દેત. પરંતુ હું કોલ દઈને ગયો હતો કે 'પાછો મળીશ.' હું

જાણું છું કે મારે ભરોસે આજ એ મારી વાટ જોતી બેઠી હશે. એવા સરલ અગાધ વિશ્વાસને હું આજ કેમ કરીને તૂટવા દઉં!

### મદ્રરાજ

ભલે તૂટી જતો એ વિશ્વાસ! નહીંતર એ પોતાના જીવનને નવે પંથે નહીં વાળી શકે. જીવનભરના સંતાપ કરતાં આ અલ્પ સમયની વેદના ભલે ભોગવી લ્યે.

### કુમારસેન

રાજન્, ભલા છો તમે. તમે પોતેજ એકવાર મારે હાથે સોંપી દીધેલાં એનાં સુખદુઃખ હવે તમે પાછાં મારા હાથમાંથી છીનવી નહીં લઇ શકો. તમે તમારી દીકરીને નથી ઓળખતા. ઓળખી શકશો પણ નહીં. તમે જેને સુખ અને દુઃખ કહો છો, તે એનાં સુખ દુઃખ નથી. માટે એક વાર મને મળવા દ્યો—બસ એક જ વાર!

### અમરૂરાજ

ના, ના, નિશ્ચીંત રહેજે. મેં એને ક્યારનું યે કહી દીધું છે કે અમને ઉતરતા કુળનાં માનીને, અમારો તિરસ્કાર કરી તું કાશ્મીરમાં જ છાનોમાનો રહ્યો છે; અને પરદેશમાં યુધ્ધે જવાનું તો માત્ર વિવાહ તોડવાનું બ્હાનું જ હતું!

### કુમારસેન

હાય! આવી ઠગાઇ! ધિઃકાર છે, રાજા! એ નિર્દોષ બાલિકા શું તારી દીકરી હોઈ શકે? એ નિષ્ઠુર જુઠાણું ઉચ્ચારતી વખત શું વિધાતા ઉંઘતો હતો? તારા મસ્તક પર વજ્ર ન તૂટી પડ્યું? અને એ ભયાનક અસત્ય

સાંભળ્યા પછી હજુ યે શું ઇલા જીવતી રહી છે ? જવા દે મને ! નહીં જવા દે શું ? તો ખેંચ તલવાર, ને ઉડાવી દે આ માથું. પછી જઇને કહે એને, કે 'કુમાર મરી ગયો.' પણ એને છેતર ના !

(શંકર પ્રવેશ કરે છે.)

### શંકર

ભાઇ, બાતમી મળી છે કે તમારી શોધમાં શત્રુનો જાસૂસ આવે છે. ચાલો નાસીએ.

### કુમારસેન

હવે નાસીને ક્યાં જવું છે ? છુપાઇને શું કરવું છે ? હવે જીવતા નહીં રહેવાય !

### શંકર

જંગલમાં સુમિત્રા બ્હેન તમારી વાટ જુવે છે, બાપુ !

### કુમારસેન

હો, હો, ચાલો ત્યારે. ઇલા ! ક્યાં છે તું, ઇલા ! તારે દ્વારે આવીને જ પાછો ફરૂં છું હો ! દુ:ખને વખતે જગતની ચારે દિશામાંથી આનંદનાં દ્વાર દેવાઇ જાય છે ! પણ વ્હાલી, હું હતભાગી છું તેટલા ખાતર મને વિશ્વાસ-ઘાતી ન કહેતી હો ! ચાલો શંકર.

---

## ચોથો પ્રવેશ

---

સ્થળ: ત્રિપુ:—રણવાસ.

ઈલા અને સખીઓ

### ઈલા

જૂઠી વાત, ચુપ કરો બ્હેનો ! હું એના અંતરને ઓળખું છું. એ આવશે, આવશે, આવ્યા વગર નહીં રહે. આવો બ્હેનો, મારો અંબોડો ગૂંથી દ્યો, અંદર ફુલવેણી બાંધો, વાદળી રંગનું મારૂં ઓઢણું લાવો ! સોનાના થાળમાં સખીઓ, તાજાં માલતીનાં ફુલ ભરી આવો; આ ઝરણાને કાંઠે પેલા બકુલને છાંયે બેસવું એને બહુ ગમતું; માટે ત્યાં જ, એ શિલાની ઉપરજ ગાલીચો બિછાવો. રોજ રોજ હું ખાંતેથી આવા શણગાર સજવાની; રોજ રોજ હું આંહી બેઠી રહેવાની; કોને ખબર, મારો પ્રિયતમ અચાનક ક્યારે આવીને ઉભો રહેશે ! અમારા મિલાપને જોવા આવીને ઉપરા-ઉપરી બબ્બે પુનમો તો ચાલી ગઇ, ને નિરાશ બની આથમી ગઇ. પણ હવે તો, બ્હેનો, આવતી પૂનમ અફળ નહીં જાય. જરૂર એ મળવા આવવાના. ને ન આવે તો તેમાં તમારે શું ? કાં ન ભૂલે ? ભૂલી યે જાય ! મારામાં એવું શું છે તે સાંભરે ? ભૂલીને એ સુખી થાતા હોય તો ય સારૂં ! ચાહીને સુખી થતા હોય તો ય સારૂં ! ઠાલી લવારો કરશો મા બ્હેનો ! ચુપ કરો જરા !

(ઈલા ગાય છે)

(મેં તો પિયાકે મન માની ન માની)

હું તો સદા તને ચાહીશ પ્રીતમ,<br>
તું મન માને તો ચાહે ન ચાહે.

હું તો સદા જોઇ વાટડી બેસીશ,
તું મન માને તો આવે ન આવે.

માઝમ રાત હું સેજ બિછાવી
જાગીશ તારે કાજે રે,
તું પલભર આવીને પ્રભાતે
નિરખી વદન હસી જાજે રે—હું તો સદા.

મનમાન્યા ફુલના, ળના, મધુ-
વનના મારગ સ્હાજે રે,
હે પરદેશી! સદા સુખ-સરિતાના
નીરમાં નેહે તણાજે રે—હું તો સદા.

હું ય કદી પડી એજ પ્રવાહે
આવું તો સાથી કરજે રે
દૂર પડી રહું તો ય શું દુઃખ છે?
રાંક સખીને વિસરજે રે—હું તો સદા.

## પાંચમો પ્રવેશ

સ્થળ: કાશ્મીર—શિબિર

વિક્રમદેવ, જયસેન — યુધાજિત

### જયસેન

ભાગીને એ ક્યાં જવાનો હતો, મહારાજ? પકડીને હું એને આપને ચરણે હાજર કરીશ. પૃથ્વીમાં પેઠેલો ભોરીંગ, એના ભોંણને બારણે આગ સળગાવીએ એટલે આપોઆપ અકળાઈને બહાર આવે. એ રીતેજ આખા કાશ્મીરને ફરતી હું આગ લગાડીશ; પોતાની મેળે એ પકડાઈ જશે.

### વિક્રમદેવ

એની પાછળ પાછળ આટલે દૂર આવ્યા; કેટલાં વનો, નદીઓ, ને કેટલા પહાડો વીંધી નાખ્યાં? અને શું એ આજ આપણા હાથમાંથી જશે? ના, ના, લાવો એને; મારે કુમારસેન જોઇયે. એ ન ઝલાય ત્યાં સુધી મને ઉંઘ ન આવે. જલ્દી નહીં પકડાય, તો સારા કાશ્મીરના ટુકડેટુકડા કરીને હું તપાસીશ કે એ ક્યાં છે!

### યુધાજિત

એને પકડવા માટે મેં ઈનામ કાઢયું છે.

### વિક્રમદેવ

એને ઝાલ્યા પછી જ બીજાં કામોમાં હાથ દેવાશે. આજ રાજ–ખજાનો ખાલી પડયો છે, દુષ્કાળ રાજા બન્યો છે, ને દેશમાં અસંતોષ ફાટી નીકળ્યો છે. તો ય મારાથી પાછું વળાતું નથી. નાસતા દુશ્મને મને આ તે કેવા મજબૂત

બંધ બાંધીને બંદીવાન બતાવ્યો છે ! અચાનક સદા મનમાં થાય છે, કે એ આવ્યો, આ આવ્યો, એ દેખાયો, એ એપટ ઉડે, હવે વાર નથી; ત્રાસેલા હરણ જેવો, હાંફતો હાંફતો, ફાળ ભરતો એ શત્રુ આ વખતે તો સાચેજ ઝલાવાનો. જલ્દી આણો એને–જીવતો કે મરેલો ! માયાનું છેલ્લું બંધન એ રીતે તૂટી પડવા દો ! નહીં તો મારો અધઃપાત થશે.

(પહેરગીર પ્રવેશ કરે છે.)

### પહેરગીર

ચંદ્રસેન રાજા અને રેવતી રાણી મહારાજને મળવા આવે છે.

### વિક્રમદેવ

તમે બધા ખસી જાઓ. ( પહેરગીરને ) મારા પ્રણામ કહીને તેઓને તેડી લાવો.

(બીજા બધા જાય છે.)

આફત આવી ! મારી સાસુ આવે છે ! કુમારની કથા પૂછશે તો હું શો જવાબ આપીશ ? કુમારને માટે માફી માગશે તો શું બોલીશ ! અબળાનાં આંસુ મારાથી કેમ કરીને જોવાશે ?

(ચંદ્રસેન અને રેવતી આવે છે)

પ્રણામ માતા ! પ્રણામ રાજન્ !

### ચંદ્રસેન

જીવતા રહો, બેટા !

### રેવતી

વિજયી બનો, મનના સહુ મનોરથ ફળો, વત્સ !

### ચંદ્રસેન

મેં સાંભળ્યું કે કુમાર તમારો અપરાધી બન્યો છે.

### વિક્રમદેવ

હા. મારું અપમાન કર્યું છે.

### ચંદ્રસેન

અપરાધની શી સજા ઠરાવી છે ?

### વિક્રમદેવ

તાબે થઇને ગુન્હો કબૂલ કરે તો માફી આપીશ.

### રેવતી

બસ ! બીજું કાંઇ નહીં ? છેવટે માફી જ આપવાની હોય તો શા માટે આટલાં કષ્ટ વેઠી, આટલાં સૈન્ય લઈ, આટલે આઘે આવ્યા ?

### વિક્રમદેવ

મને ઠબકો ન આપો માતા ! પોતાની પ્રતિષ્ઠા સાચવવી એ રાજાનું પહેલું કર્તવ્ય છે. જે માથું રાજમુગટ ઉપાડે છે, એ માથું અપમાન ન ઉપાડી શકે. નકામો અહીં નથી આવ્યો.

### ચંદ્રસેન

વત્સ, એને ક્ષમા કરો, એ અલ્પબુદ્ધિ છે, બાળક છે. ઇચ્છા હોય તો સુખેથી એનો ગાદી હક્ક રદ કરો, રાજ પદવી લ્યો. દેશવટો દેવો હોય તો પણ ઠીક. પરંતુ કરગરૂં છું કે એનો વધ કરશો ના.

### વિક્રમદેવ

ના, વધ કરવા હું નથી માગતો.

### રેવતી

તો પછી શા માટે આટલાં શસ્ત્રો લાવ્યા? શા માટે આ ધનુષ્યો ને તલવારો? નિર્દોષ સૈનિકોનાં માથાં કાપો છો, અને સાચા અપરાધીને જ ક્ષમા કરશો?

### વિક્રમદેવ

દેવી! તમારૂં કહેવું મારાથી સમજાતું નથી.

### ચંદ્રસેન

કાંઈ નહીં, કાંઈ નહીં. હું સ્પષ્ટ કરીને સમજાવું; કુમારે જ્યારે મારી પાસેથી સૈન્ય માગ્યું, ત્યારે મેં કહ્યું કે વિક્રમ તો મારો [illegible] છે, એની સામે યુદ્ધ શોભે નહીં. એ નિરાશાથી કોપ [illegible] કુમારે પ્રજાને ઘેર ઘેર જઈને લોકોને ઉશ્કેર્યાં! એ કારણે રાણી કોપાયમાન છે; અને એ રાજદ્રોહીની ઘટિત શિક્ષા કરવા તમને વિનવે છે. પણ વત્સ, બહુ ભારે સજા ન કરશો, એ બિચારો ગમાર બાળક છે.

### વિક્રમદેવ

પહેલાં તો એને કેદ પકડીશ. ત્યાર પછી યોગ્ય ઈન્સાફ કરીશ.

### રેવતી

પ્રજાએજ એને સંતાડી રાખ્યો છે.: પ્રજાને ઘેરે ઘેરે આગ લગાડો, એનાં ભરપૂર ખેતરોને ખાખ કરો, દેશ આખાને ક્ષુધારાક્ષસીના હાથમાં હડસેલી દ્યો; તોજ એ બહાર આવશે.

### ચંદ્રસેન

હાં, હાં, રાણી ચુપ કરો! ચાલો વત્સ, શિબિર છોડીને ચાલો કાશ્મીરના રાજમહેલમાં

### વિક્રમદેવ

આપ આગળ પધારો રાજન્! હું આવી પહોંચું છું.

(ચંદ્રસેન અને રેવતી જાય છે)

ઓ! ઘાતકી નારી! ઓ નરકાગ્નિ-જ્વાળા! મારી સાથેનો આ તારો સંબંધ! આહ! આજ આટલા દિવસ વીત્યે, આ રમણીના મુખ ઉપર હું મારા પોતાના હૃદયની પ્રતિછાયા જોઇ રહ્યો! મારા લલાટ ઉપર શું હિંસાની આવી ધારદાર, આવી કાતિલ, આવી કપટભરી રેખા અંકાએલી પડી છે? મારા કાળજામાં સમસમતી હિંસાના ભાર નીચે શું મારા બન્ને હોઠ પણ આવીજ રીતે લબડી પડયા છે! મારી વાણી પણ શું આવી જલદ, આવી ધગધગતી, અને ખુનીની છરી માફક આવીજ ઝેર પાયેલી છે! ના, ના, કદી ન બને; મારી હિંસા તો નથી ક્રુર, કે નથી વેશધારી! મારી હિંસાની જ્વાળા તો પ્રચંડ પ્રેમના જેવી પ્રબલ, આકાશભેદી, સર્વભક્ષી, ગાંડીતૂર અને ફાટેલી! ના, ના, હું તમારો આત્મજન નથી. વિક્રમ! સંહારની આ રમત સંકેલી લે! થંભાવ, ઓ થંભાવ આ સ્મશાન-તાંડવ! ઓલવી નાખ એ ચિતાને! લોહીના લોભથી તેં લટાવેલાં, હિંસાની પ્યાસમાં સળગતાં એ તારાં પિશાચ પિશાચીઓ ભલે આજે અતૃપ્ત હૃદયે રોષને દબાવી પાછાં ચાલ્યાં જાય! જવા દે. લોહીનાં પ્યાસીઓ! એક દિવસ તમને સમજાવીશ કે હું તમારો આત્મજન નથી. ગુપ્ત લોભ, દગલબાજ રોષ, અને ઓ સળગતી હિંસા! તમને હું હતાશ કરીશ! જોઉં તો ખરો, કે વિષભર્યાં નરનારીઓ પોતેજ પોતાના ઝેરની જ્વા-

ળામાં શી રીતે સળગી મરે છે ! આ રમણીનું મુખ ! ભીષણતા, નિષ્ઠુરતા અને કદરૂપતાનું જાણે સૂચીપત્ર !

(ગુપ્તચર પ્રવેશ કરે છે)

**ગુપ્તચર**

કુમાર ત્રિચૂડ તરફ ગયાની ખાતમી છે.

**વિક્રમદેવ**

વાત ગુપ્ત રાખજે. હું એકલોજ મૃગયાને મિષે ત્યાં પહોંચીશ.

---

## છઠ્ઠો પ્રવેશ

---

સ્થળઃ—અરણ્ય.

( સૂકાં પાંદડાંની શૈય્યા ઉપર કુમાર સૂતો છે, સુમિત્રા બેઠી છે )

**કુમાર**

રાત કેટલી રહી છે, બ્હેન

**સુમિત્રા**

રાત હવે નથી રહી ભાઇ, આકાશ રાતું થઇ ગયું છે આંહી તો ઝાડની ઘટાએ જ અંધકારને બાંધી રાખેલ છે.

**કુમાર**

આખી રાત તું જાગતી જ બેઠી છો બ્હેન ? આંખોમાં ઉંઘ નથી ?

**સુમિત્રા**

માઠાં સ્વપનાં આવતાં હતાં, એટલે હું જાગતી રહી. આખી રાત જાણે કોઇનાં પગલાંથી સૂકાં પાન ખડખડતાં

હોય, ને ઝાડની ઓથે જાણે કોઇ ગુપ્ત વાતો કરતાં હોય, એવું જ લાગ્યા કર્યું. થાકેલી આંખો જરીક બીડાય, કે તરત ભયંકર મોટું સ્વપનું દેખી રોઇને હું જાગી ઉઠું; ત્યાં તો સુખમાં સૂતેલું તારૂં મ્હોં ભાળીને પાછો ખોળીઆમાં જીવ આવે.

કુમાર

મોઠા વિચારો જ મોઠાં સ્વપનાં જન્માવે. પણ બ્હેન, મારે માટે મોઠી ચિંતા ન કર. હું સુખી છું. જીવનની અંદર મચેલો માણસ કદી જીવનના સુખને નથી ઓળખતો. પરંતુ હું તો જાણે મૃત્યુને કિનારે બેસીને એકાંતમાં જીવનને માણી રહ્યો છું. આ સંસારમાં જેટલાં સુખ, જેટલી શોભા ને જે પ્રેમ છે, તે બધાં જાણે મને ગાઢ આલિંગન કરી રહ્યાં છે! જીવનના પ્રત્યેક બિન્દુની અંદર જે મીઠાશ છે, તે બધીનો મેં સ્વાદ લીધો છે! આ ઘાટું અરણ્ય, આ ઉંચું ગિરિશિખર, આ ઉદાર આકાશ, ને આ નાચ કરતી નિર્ઝરણીઃ અહો! કેવી એ શોભા! અને પ્રીતિ તો અરણ્યનાં પુષ્પો સમી નિરંતર વણમાગી જ વરસી રહી છે. ચોમેર ભકત પ્રજાજનો વીંટળાઇ વળ્યાં છે, ને તારા જેવી પ્રીતિભરી બ્હેન તો ખોળામાં માથું લઇને બેઠી છે. આહા! જીવન–પંખીએ જાણે ઉડી જતાં જતાં પોતાનાં નવરંગી પીછડાં પ્રસાર્યાં! ઓ સાંભળ, કઠીઆરો દુહા ગાય. ચાલો, એની પાસેથી રાજના ખબર પણ મળશે.

(કઠીઆરો ગાતો ગાતો પ્રવેશ કરે છે.)

દાદાજીનો દેશ, દેશવટા કોણે દીધા
વસમા દીધલ વેશ, કોણે મારા કાનને?

કરશો મા કલપાંત, બાંધવઘેલી બેનડી!
રૂડાં વનનાં રાજ રે'શે મારા રામને.

વડલા કેરી ડાળ, માથે છત્તર મેલશું
વનફુલના વરમાળ દેશું દિલડાના ધણી.

દિલડાનાં દૈવાણ સાચાં સિંહાસન સજી
આંસુડે એંધાણ કરશું માથે કુંવરને.

ભુંડી મ્હેલ મોલાત, મર ત્યાં ભૂતાળ ભમે,
પર્વત ઉપર પાટ દેશું કાશ્મીરના ધણી.

રાક્ષસનાં ઇ રાજ, મરને રાક્ષસ માણતા
રૂડાં વનનાં રાજ રે'શે મારા રામને.

વડવાયુંની ખાટ, માથે ગરજે મોરલા,
એવા વનનાં પાટ દેશું દિલડાના ધણી.

## કુમારસેન

(આગળ આવી) કાં ભાઇ, આજે કાંઈ ખબર ?

## કઠીઆરો

ખબર તો માઠા છે, બાપુ! જયસેને કાલ રાતે નન્દીગ્રામ બાળી દીધું. આજ પાંડુપૂર ભણી આવે છે.

## કુમારસેન

હાય મારી ભક્ત પ્રજા, તમારી રક્ષા હું શી રીતે કરૂં ? ભગવાન ! આ નિર્દોષ ગરીબો ઉપર તું આવો નિર્દય કાં ?

કઠીઆરો

(સુમિત્રા પ્રતિ) બા, તમારે માટે આ ઇંધણાં લાવ્યો છું.

સુમિત્રા

જીવતો રહે, ભાઇ !

(કઠીઆરો જાય છે)

(વાઘરી આવે છે)

કુમારસેન

શા ખબર છે ભાઈ ?

વાઘરી

બાપુ, સાવધાન રે'જો હો ! યુધાજિતે પડો વજડાવ્યો છે કે તમને જીવતા કે મરેલા કોઇ ઝાલી આપે એને ભારે ઇનામ મળશે. હવે કોઇનો વિશ્વાસ કરશો મા બાપુ !

કુમારસેન

એથી તો વિશ્વાસે મરવું ભલું ! અવિશ્વાસ કોનો કરૂં ? તમે બધાં ય તો મારા ભોળીઆં ભાંડુઓ છો !

વાઘરી

બા, આ થોડું મધ ભેગું કરીને લાવ્યો છું. દયા કરીને રાખી લ્યો, બા.

સુમિત્રા

ભગવાન તારૂં ભલું કરશે ભાઈ !

(વાઘરી જાય છે.)

(શિકારી આવે છે.)

### શિકારી

બાપુને ઘણી ખમા ! શિકાર સારૂ ડુંગરમાં જાતો'તો ! પણ ડુંગર બહુ આઘો, ને વળી રસ્તો પણ વકટઃ એટલે મનમાં થયું કે લે ને બાપુને રામરામ કરતો જાઉં. બાપુ ! જયસેને તો મારો કુબો બાળી દીધો !

### કુમારસેન

ધિઃક્કાર છે એ પિશાચને !

### શિકારી

પણ એમાં શું ? એ બાપુ, અમે તો શિકારી. આ જંગલ છે ત્યાં લગી અમને કોણ ઘરબાર વગરનાં કરી શકે ? બા, થોડુંક ખાવાનું લાવ્યો છું. આ રાંકની થોડી ભેટ રાખો બા, અને આશીર્વાદ આપો કે ઝટ ઝટ યુવરાજ બાપુને ગાદીએ બેઠા ભાળીએ.

### કુમારસેન

(હાથ લંબાવીને) આવ ભાઇ, આવ ભેટીએ

(શિકારી જાય છે)

આ જો, પાંદડાંને વીંધીને સૂર્યનાં કિરણો પડે છે. ચાલ, ઝરણમાં જઇને સ્નાન સંધ્યા કરૂં, ભેખડ પર બેસી જરા વાર જળમાં મારી છાયાને તરતી જોઉં, જોઇને મારી કાયાને પણ છાયા જ સમજી લઉં ! આ નાની નિર્ઝરિણી, ધીરે ધીરે નદી બની જઇને ત્રિચૂડનાં પ્રમોદવનમાં ચાલી જાય છે ખરૂં ! મન થાય છે કે મારી છાયા આ પ્રવાહમાં તણાતી જાય, સમી સાંજરે તીરે ઢળેલાં તરૂવરોને છાંયડે મારી ઈલા બેઠી હશે ત્યાં પહોંચી જાય, ને પછી ઈલાની

નિસ્તેજ છાયાને યે સાથે તેડી સદા સમુદ્ર ભણી ચાલતી થાય! બસ! હવે બસ! કલ્પના બહુ દોડી! ચાલો બ્હેન, નિત્યકર્મમાં લાગીએ. એ સાંભળ, ચોદિશે પંખીડાનાં ગાનથી અરણ્ય જાગી ઉઠયું.

---

## સાતમો પ્રવેશ

---

સ્થળ: ત્રિચૂડ–પ્રમોદવન

વિક્રમદેવ અને અમરૂરાજ

### અમરૂરાજ

આર્ય, મારૂં સર્વસ્વ હું તમને સમર્પણ કરૂં છું. તમે વીર છો, રાજાધિરાજ છો. મારે એક કન્યા છે, તેનો અંગીકાર કરો આર્ય! માધવી લતાને તો આંબાના જ આશરા શોભે. રહો મહારાજ, હું એને મોકલું.

(જાય છે)

### વિક્રમદેવ

કેવી મધુર શાંતિ છે અહીં! સદા અરણ્યનાજ નિવાસ, સદા સુખમાં સૂતેલી તરૂઘટા, અને આ ઝરણના નિરંતર કલકલ ધ્વનિ! શાંતિ આટલી શીતળ હોય, આટલી ગંભીર, અને આવી નિસ્તબ્ધ હોય, છતાં સમુદ્ર સમી આટલી પ્રબળ ને ઉદાર હોય, એ તો જાણે બહુ દિવસોથી હું ભૂલી ગયો હું! એવું થાય છે કે મારા પ્રાણનો આ પ્રચંડ અગ્નિ જાણે આંહી ડુબી જાય છે, નિશાની પણ નથી રહેતી. આવી છાંયડી, આવું સ્થાન, આવી ગંભીરતા! આહા! આવુંજ એકાંત સુખ અમારે યે હતું! કયાં ગયું એ? કોને વાંકે ગયું? મારે કે એને! ગમે તેને–પણ આ

જન્મારામાં શું હવે એ નહીં જ મળે? ખેર ન મળો તો! ચાલ્યાં જાઓ દૂર! સદંતર ચાલ્યાં જાઓ! પશ્ચાત્તાપને રૂપે જીવનમાં જાગૃત ન રહો! જોઉં તો ખરો, આંહી, સંસારના આ નિર્જન નેપથ્યમાં કોઈ નવો પ્રેમ—એવો અતલસ્પર્શી અને મધુર પ્રેમ જો કદાચ સાંપડી જાય!

(સખીઓની સાથે ઇલા પ્રવેશ કરે છે.)

કેવું અપૂર્વ રૂપ! હું સફળ થયો! આ આસન લ્યો દેવી! શા માટે ચુપ રહો છો! શા માટે માથું ઢળેલું? મુખકમલ કાં કરમાયલું? કાયા કેમ કમ્પી રહી છે? શી વેદના છે તમોને!

ઇલા

(ઘુંટણ પર પડી) મેં સાંભળ્યું છે મહારાજાધિરાજ, કે તમે તો નવખંડ ધરતીના સ્વામી છો. તો મારી એક આજીજી છે આપના ચરણમાં.

વિક્રમદેવ

ઉઠો, ઉઠો સુંદરી! આ ધરતી તો તમારા પદસ્પર્શને પણ લાયક નથી, તો પછી ધૂળમાં કાં પડો છો? તમને ના આપું એવું આ વિશ્વમાં શું છે?

ઇલા

મહારાજ, મારા પિતાએ તમારા હાથમાં મારી જાતને સોંપી દીધી છે, તો એ મારી જાતનેજ હું પાછી માગું છું. આપો પ્રભુ. આપને તો અખૂટ ધન, રત્ન, રાજ અને દેશ છે! માત્ર મને પામરનેજ આ ધરતી પર છોડી જવાથી આપને કશી યે ઉણપ નહીં આવે.

વિક્રમદેવ

મારે કશી ઉણપ નહીં? સુંદરી, હૃદય ખોલીને હું કેમ કરી દેખાડું? ત્યાં કયાં છે ધન રત્નો? કયાં છે નવ-ખંડ ધરતી? બધું ખાલી-ખાલી છે! ઓ! આ રાજ્યધન જો મારે ન હોત,—કેવળ તમે જ જો મારાં હોત—

ઈલા

(ઉઠીને) તો ભલે, લ્યો આ મારો જીવ. જંગલની હરણીને જે રીતે તમે, તીણાં તીરથી એની છાતી વીંધીને ઉઠાવી જાઓ છો, તે રીતે મારા હૈયાને યે વિદારી, અંદરથી પ્રથમ મારો જીવ કાઢી નાખી, પછી સુખેથી મને યે ઉઠાવી જાઓ!

વિક્રમદેવ

દેવી! શા માટે મારા ઉપર એટલો તિરસ્કાર? હું શું લગારે તમારે લાયક નથી? મેં આટલાં રાજ્યો ને દેશો જીત્યાં; અને તમારા એક હૃદયને, આજીજી કર્યા છતાં યે શું નહીં જીતી શકું?

ઈલા

એ હૃદય શું હવે મારૂં રહ્યું છે? જતી વખતે જેને મેં મારૂં સર્વસ્વ સોંપી દીધું છે, તે જ એ હૃદય લઈને ચાલ્યો ગયો છે; કોલ દઈ ગયો છે કે ફરી આ વાડીમાં આવીને મળીશ! આજ એ વાતને કેટલા દિવસ થયા! જંગલમાં હવે દિવસો ય નથી જતા! છતાં યે વાટ જોતી દિવસ રાત આંહીં જ પડી રહું છું; કારણ, કદાચ એ આવે, મને ન દેખીને ચાલ્યો જાય, ને ફરી પાછો આવે નહીં તો! બોલો, મને કયાં લઇ જવી છે રાજા? મને આંહીં જે મૂકી ગયો છે, તેને સારૂ રાખી નહીં જાઓ, રાજન્!

વિક્રમદેવ

નથી જાણતો, કોણ એવો ભાગ્યવંત હશે! પણ સાવધાન, વિધાતા અતિ-પ્રેમને નથી સાંખી શકતો. મારી ચે કથની સાંભળો. એક કાળે, ચરાચર સર્વને તુચ્છ માનીને હું કેવળ પ્યાર જ કરી રહ્યો હતો; એ પ્યારની ઉપર વિધાતાની કૂડી નજર પડી; જાગીને જોઉં તો ચરાચર સર્વ પડેલાં પણ પ્યાર તુટી ગયેલો! એ મારી જીવનકથા! બોલો કુમારી, જેની વાટ જુઓ છો જેનું નામ?

ઈલા

કાશ્મીરના યુવરાજ-નામ કુમાર.

વિક્રમદેવ

શું કુમાર?

ઈલા

એને ઓળખો છો? અરે, એને કોણ ન ઓળખે? આખું કાશ્મીર એને માટે મરી પડે છે.

વિક્રમદેવ

કુમાર? કાશ્મીરના યુવરાજ?

ઈલા

હા એ જ, રાજન્! એનું નામ તો નિરંતર ચોગમ ગાજી રહ્યું છે. તમારા એ મિત્ર હશે! મહાન્ છે એ રાજા; આખી પૃથ્વીનો પતિ થવા યોગ્ય છે.

વિક્રમદેવ

ત્યારે એની તો આશા છોડી દો. એનો સૌભાગ્ય-સૂર્ય આથમી ગયો. શિકારના કોઈ મૃગ સરીખો, એ આજે

ત્રાસેલો, નાસેલો અને આશ્રયહીન, જંગલોની ઝાડીઓમાં છુપાતો ભટકે છે. કાશ્મીરનો કંગાલ ભિખારી પણ એનાથી વધુ સુખી છે.

ઈલા

સાચું કહો છો મહારાજ ?

વિક્રમદેવ

તમે રમણીઓ ! ધરતીને ખુણે બેઠી બેઠી સદા કેવલ પ્યાર જ કર્યા કરો છો. બાહેરની દુનિયા કેવી ગાજે છે, કાલના પ્રવાહમાં કોણ ક્યાં ઘસડાઇ જાય છે, તે ત જરાય ન જાણો; છલ છલ થતી મોટી આંખો વડે તમે સદા ટગ મગ જોયા જ કરો છો; બીજું કાંઇ ન સમજો. કુમારી, એની વ્યર્થ આશા તજી દો.

ઇલા

સાચું કહો, મહારાજ; કપટ ન રાખો. સમજો કે આ પામર અબળાના પ્રાણ માત્ર એને જ સારૂ, એનીજ વાટ જોતા ટકે છે. કહો, મારા કુમાર ક્યાં ભટકે છે–કયે નિર્જન માર્ગે ? કયા અરણ્યમાં ? હું એની પાછળ જઇશ. કહો, ક્યાં જવું ? ઘર છોડીને હું કદી નથી નીકળી ! કહો, કયી દિશામાં ? કયે રસ્તે ?

વિક્રમદેવ

એ રાજદ્રોહી છે, એની પાછળ દિવસ રાત રાજસેના આથડે છે.

ઇલા

તો તમે બધા શું એના મિત્રો નથી ? તમે કોઈ શું એની રક્ષા નહીં કરો ? એક રાજપુત્ર વનમાં આથડે છે,

અને તમે બધા રાજાઓ શું એ જોઇ રહેશો ? એટલી યે દયા શું કોઈમાં નથી ? પ્રીતમ ! ઓ પ્રીતમ ! તારે માથે સંકટ પડયું તે તો હું જાણતી યે નથી, હું તો તારી વાટ જોતી જ બેઠી છું. વચ્ચે વચ્ચે વળી બહુ વિલંબ જોઇને હૈયામાં વિજળીના આંચકા સમા સંદેહો વાગતા. મેં તો સાંભળેલું કે અસંખ્ય લોકો એને ચાહે છે. કયાં ગયા એ બધા આ વિપદ વખતે ? મહારાજ, તમે શું પૃથ્વીના રાજા નથી ? એને રક્ષવાની શું તમારી ફરજ નથી ? શું દુ:ખીઆનું કોઇ ન રહે ? આટલાં સૈન્ય, આટલા દેશ, આટલું સામર્થ્ય, એ બધું લઇને શું તમે આઘે જ બેઠા રહેશો ? તો પછી મને રસ્તો બતાવી દ્યો. હું એકલી, અબળા, એને મારૂં જીવતર સમર્પીશ.

### વિક્રમદેવ

કેવો પ્રબળ પ્રેમ ! વ્હાજો, સદા એને આવા જ વેગથી વ્હાજો ! પ્રેમને સ્વર્ગેથી નીચે પડેલો હું, તમ સરખી જોડને જોઈ પાવન બન્યો, દેવી ! મારે તમારો પ્રેમ નથી જોતો; સૂકેલા ઝાડનાં ફુલો ઝરી પડે, પછી એને બીજા તરૂવરના ફુલો તોડીને શું શણગારવું ? બ્હેન, વિશ્વાસ રાખજો, હું તમારો ભાઇ છું. ચાલો મારી સાથે, એને હું લાવી આપીશ, સિંહાસને બેસાડીશ, એનાં હાથમાં તમારૂં કાંડુ સોંપી દઇશ, કુમારી !

### ઈલા

મહારાજ, તમે મને જીવતદાન દીધું. જ્યાં કહેશો ત્યાં આવીશ.

### વિક્રમદેવ

તૈયાર થઇને આવો ત્યારે, કાશ્મીરની રાજધાનીમાં જવું પડશે.

( ઇલા અને સખી જાય છે. )

હવે યુદ્ધ નથી ગમતું. અને શાંતિ તો એથી યે બમણી અકારી લાગે છે. ઘરબાર વિનાના ઓ કુમાર! તું મારાથી વધુ સુખી છે! સંસારમાં તું જ્યાં જવાનો, ત્યાં તારી પ્રિયાનો પ્રેમ, ધ્રુવ-તારલા સરખો સદા તારી સાથે જ રહેવાનો; એના પવિત્ર કિરણે વિપદનું વાદળું પણ ઝળહળી ઉઠી, સુખ જેવું સુવર્ણરંગી બની જાય! હું દેશદેશાન્તરે ફરૂં છું, સ્કંધ પર વિજય-પતાકા ફેરવું છું, પરંતુ એ કયે સુખ? મારા ભીતરનો પ્રાણ તો હિંસાગ્નિમાં ધગધગી રહ્યા છે! ક્યાં છે મારે માટે કોઇ માનવ હૃદય, જેના ભીતરમાં શિશિર જેવો શીતળ નિર્મળ સ્નેહ ખીલ્યો હોય! ઓ મારી પ્રેમમયી રાણી, તારા પવિત્ર અશ્રુજલ વડે આ મારો લોહીવાળો હાથ તું ધોઇ દેજે!

(પહેરગીર પ્રવેશ કરે છે)

**પહેરગીર**

મહારાજ, કોઇ બ્રાહ્મણ આવ્યો છે, મળવા માગે છે.

**વિક્રમદેવ**

તેડી લાવો એને.

(દેવદત્ત પ્રવેશ કરે છે)

**દેવદત્ત**

તમને આણ છે રાજા, બ્રાહ્મણની રક્ષા કરજો!

**વિક્રમદેવ**

આ શું! તું કયાથી આવ્યો? મારો વિધાતા આજ ત્રૂઠયો! તું તો મારૂં મિત્રરત્ન!

**દેવદત્ત**

મિત્રે ય ખરો ને રત્નેય ખરો! રત્ન હોયા વના કાંઇ આમ જાળવીને બાંધી રાખ્યો હશે? એ તો મારા

ભાગ્ય-બળ, કે બારણું ઉઘાડું ભાળીને ભાગી છુટયો ! એ બાપા ! હવે પાછા રત્ન ગણીને સિપાઇના હાથમાં ન સોંપતા. હું માત્ર મિત્રરત્ન જ નથી, મારી ગોરાણીનો પતિ-રત્ન પણ મુવોછું મહારાજ ! અરેરે ! પણ એ બાપડી હવે કયાંથી જીવતી હોય ?

### વિક્રમદેવ

તું આ શું બોલે છે ? તું આટલા દિવસ બંદીખાને હતો ? મને તો ખબર પણ નથી !

### દેવદત્ત

તમને શું કામે ખબર હોય ? તમારા બે પહેરગીરોને ખબર છે. પૂછો એને ! એને કેટલાં કેટલાં શાસ્ત્રો સંભળાવું, કેટલી કેટલી કાવ્ય કથાઓ કરૂં, પણ એ મુરખા તો દાંત જ કાઢયા કરે ! એક દિવસ વરસાદ આવતો હતો; હું વિરહ-વેદનામાં પડયો પડયો એ બન્ને બેવકુફોને બોલાવી મેઘદુત સંભળાવવા મંડયો; ગધેડા બેય ઉંઘવા લાગ્યા. બસ, ત્યારથી એવી રીસ ચડી, તે બંદીખાનું તજી દઇને ચાલ્યો આવ્યો. બાપડા વિયોગી બ્રાહ્મણને માથે આવા બોતડાં જેવા પહેરેગીરો મૂકવા મળ્યા ? આટઆટલા સૈન્યમાંથી શાસ્ત્ર સમજી શકે એવાં બે જણાય ન મળ્યા ?

### વિક્રમદેવ

મિત્રવર, તને બહુ કષ્ટ દીધું હો ? જે ધૂર્તે તને બંદીખાને પૂરી રાખ્યો હતો તેને હું બરાબર શિક્ષા કરીશ. નક્કી એ ક્રુર જયસેન જ હશે ?

### દેવદત્ત

સજા પછી કરજો; એકવાર જલ્દી યુદ્ધ બંધ કરો ને ઝટ દેશ ભેળા થવા દો. સાચું કહું છું મહારાજ, વિરહ-

વેદના જેવી તેવી નથી હો ! આ વખતેજ એ અનુભવ થયો. પહેલાં તો હું સમજતો કે માત્ર મોટા માણસોજ વિરહમાં ઝુરી મરતા હશે. આ વખતે ખબર પડી કે પંચશર કાકો તો દરિદ્ર બ્રાહ્મણના છોકરાને ય નથી છોડતો, નાના મોટાનો ભેદ જ નથી રાખતો.

વિક્રમદેવ

બંધુ, યમ અને પ્રેમ બન્નેની અમીદૃષ્ટિ સહુ જીવો ઉપર સરખી જ હોય ! ચાલો, હવે તો દેશ જઈએ. જતા પહેલાં એક કામ કરવાનું બાકી છે. ને તેનો ભાર તારે લેવાનો છે ! કુમારસેન અરણ્યમાં સંતાઈ રહ્યા છે. ત્રિચૂડરાજ પાસેથી એનો પતો લાગશે. સખા, એની પાસે તારે જવું પડશે. જઈને કહેજે કે હવે હું એનો શત્રુ નથી; અસ્ત્ર દૂર ફેંકીને હું તો હવે એને પ્રેમથી બંદીવાન કરવા સારૂ બેઠો છું. અને ભાઈ, ત્યાં જો બીજું કોઇ માનવી પણ હોય—જો નજરે પડે, અગર કોઇ—

દેવદત્ત

સમજી ગયો, સમજી ગયો ! દિવસ રાત એની જ વાત હૃદયમાં રમ્યા કરે છે, પણ આટલી ઘડી હું નહોતો બોલ્યો. મોંમાંથી જાણે નથી બોલાતું. હવે તો એની વાત શબ્દથી અતીત બની ગઇ ! એ સતી છે, એટલે જ એને માથે આવાં દુઃખ ! એને યાદ કરૂં છું ત્યાં તો માતા જાનકી સાંભરી આવે છે ! ત્યારે હવે જાઉં છું.

વિક્રમદેવ

બંધુ, વસંત આવે તે પહેલાં પ્રથમ તો દક્ષિણાનિલ આવી પહોંચે અને ત્યાર પછી જ પુષ્પે પુષ્પે ને પાંદડે

પાંદડે વનદેવી પ્રફુલ્લ બની જાય. તું યે મારી જીવન-વસંતનો જાણે દક્ષિણાનિલ આવ્યો ! તને દેખીને આશા જાગે છે કે મારા એ જૂના દિવસો પોતાનો ફુલ-ભાર લઇને હવે પાછા આવશે !

## આઠમો પ્રવેશ

સ્થળ: અરણ્ય

કુમારના બે અનુચરો

**પહેલો**

આમ જો માધુ: કાલ મને એક સોણું આવ્યું. પણ એનો કાંઇ અર્થ સમજાતો નથી. ગામમાં જઇને જોશી પાસેથી સમજી આવવું પડશે.

**બીજો**

એવું શું સોણું ! બોલ જોઉં !

**પહેલો**

જાણે કોઈ એક દેવતાઈ પુરૂષ પાણીમાંથી નીકળ્યો. નીકળીને મને ત્રણ મોટાં બીલાં દેવા આવ્યો. મેં બે હાથમાં બે તો લીધાં, પણ ત્રીજું શેમાં લેવું એ સૂઝ પડી નહીં.

**બીજો**

અરે મુરખા, ત્રણે ય બીલાં પછેડીમાં બાંધી લેવાંતાં’ ને !

**પહેલો**

જાગી ગયા પછી તો સહુ ડાહ્યાં થાય! પણ એ વખતે સોણામાં તું નહોતો ને! હવે સાંભળ, એ બાકીનું

બીલુ તો ધરતી પર પડીને મારૂં બેટું રડવા મંડ્યું, ને હુંયે એની વાંસે દોડવા મંડ્યો. દોડતાં દોડતાં ઉંચું જોઉં ત્યાં તો યુવરાજ બાપુ પીપળા હેઠળ બેઠા બેઠા સંધ્યા કરે! મારૂં બેટું બીલું પણ દોડતું દોડતું કુકડો મારીને યુવરાજ બાપુના ખોળામાં ચડી બેઠું. ત્યાં તો મારી આંખ ઉઘડી ગઇ.

### બીજો

અલ્યા એમાં ન સમજ્યો? એનો અર્થ એમ કે યુવરાજ બાપુ હવે તરતમાંજ રાજા થવાના.

### પહેલો

એ તો મેંય પણ માની લીધું છે. પણ તો પછી મને બે બીલાં મળ્યાં એનું મને શું?

### બીજો

તને બીજું શું? તારી વાડીમાં રીંગણાંનો સારો ફાલ આવશે.

### પહેલો

ના, મેં એમ ઠરાવ્યું છે કે મારે બે દીકરા થાશે.

### બીજો

અરે ભાઈ, કાલ મારે ય એક અજબની વાત બની ગઇ. આ નદીને કાંઠે હું ને રામચરણ બેય ચોખા પલાળી પલાળીને ખાતા હતા. વાત વાતમાં હું બોલ્યો કે આપણા ભટજીએ ગણતરી કરીને કહેલું છે કે હવે યુવરાજ બાપુને માથેથી પનોતી ઉતરતી આવે છે. હવે વાર નથી. હમણાંજ ગાદીએ બેસવાના. આટલું બોલ્યો ત્યાં તો માથા

ઉપરથી કોઈ ત્રણ વાર બોલ્યું કે "ઠીક, ઠીક, ઠીક!" ઉંચે જોઉં ત્યાં તો ઝાડ ઉપર એક જબ્બર કાકીડો!

(રામચરણ આવે છે.)

પહેલો

કાં, રામચરણ, શા ખબર?

રામચરણ

અરે ભાઈ, આજ તો એક બ્રાહ્મણ આ જંગલની આસપાસ યુવરાજ બાપુને ગોતતો ગોતતો ભમતો હતો. મને ય ગોળ ગોળ બોલી બોલીને ખૂબ વાતો પૂછી. પણ હું કયાં હૈયાફુટો હતો! મેં ય ગોળ ગોળ જવાબ દીધા. ખૂબ ગોત કરી કરીને સાંજે બાપડો પાછો ચાલ્યો ગયો. મેં તો એને ચિત્તલનો જ મારગ ચીંધી દીધો! ભલેને આથડતો! બ્રાહ્મણ ન હોત તો એનાં હાડકાં જ ખોખરાં કરી નાખત.

બીજો

પણ તો પછી આ વન તો છોડવું જ જોશે. મારા દીકરાઓને ખબર પડી ગઈ લાગે છે.

પહેલો

બેસ ને રામચરણ, બે ચાર ગપ્પાં મારીએ.

રામચરણ

જુઓ, યુવરાજ બાપુ અને રાણી બ્હેન આ તરફ આવે છે. ચાલો, આપણે આઘેરા જઈ બેસીએ.

( જાય છે )

(કુમારસેન અને સુમિત્રા પ્રવેશ કરે છે.)

### કુમારસેન

શંકર તો પકડાઈ ગયો! છુપો વેશ ધરીને બિચારો રાજ્યના ખબર મેળવવા ગયેલો. ત્યાં તો દુશ્મનોના જાસૂસે એને પકડી પાડયો, જયસેન પાસે લઈ ગયા, અને મેં સાંભળ્યું છે કે એના ઉપર પારાવાર રીમામણી ચાલી રહી છે, તો ય એ અડગ છે. એના પેટમાંથી એક પણ વાત બહાર કઢાવી નથી શકયા?

### સુમિત્રા

અરેરે સ્વામીભક્ત ડોસા! જેને જીવથી યે વ્હાલો માન્યો છે, એ કુમારને માટે જ તેં તારો પ્રાણ સોંપી દીધો!

### કુમારસેન

આ સંસારમાં મારો સહુથી સાચો બાંધવ એ હતો! મારો જીવનભરનો મિત્ર હતો. પોતાનો પ્રાણ આડો ધરીને ય એ મારી રક્ષા કરવા માગે છે. અરે પ્રભુ! એવી ઘરડી, દુબળી, ખળભળેલી કાયા કેમ કરીને મારપીટ ખમી શકશે? અને હું તો આંહી સુખેથી સંતાઈને બેઠો છું!

### સુમિત્રા

ભાઈ, હું જાઉં! ભિખારણને વેશે સિંહાસન પાસે જઈને શંકરના જીવની ભિક્ષા માગી આવું!

### કુમારસેન

અરે બાપુ! દરવાજેથી જ તને ધકેલી કાઢશે, અને તારા બાપના રાજનું માથું નીચે ઢળશે. એ અપકીર્તિ મારા હૈયામાં સોંસરી ઉતરીને મને કેવી ખટકશે!

(ગુપ્તચર આવે છે)

### ગુપ્તચર

ગઈ રાતે જયસેને ગીધકૂટ બાળી દીધું. ઘરબાર વગરનાં ગામલોકોએ મન્દૂરના જંગલનો આશરો લીધો છે.

(જાય છે)

### કુમારસેન

હવે તો નથી સહેવાતું. હજારોના જીવનો સંહાર કરાવી કરાવીને આ જીવતર ટકાવવા તરફ તિરસ્કાર છૂટે છે.

### સુમિત્રા

ચાલો, આપણે બેય જણાં રાજ–કચેરીમાં જઈએ, જોઈએ તો ખરાં, કયો ગુન્હો બતાવીને જાલંધરનાથ તારો વાળ પણ વાંકો કરે છે!

### કુમારસેન

બ્હેન, શંકરે કહેલું છે કે "પ્રાણ જાય તો ભલે, પણ કેદી બનીને કદી પકડાશો મા." મારા બાપના સિંહાસન પર બેસીને એક પરદેશી રાજા ઈન્સાફનું છળ ચલાવી મને શિક્ષા ફરમાવે,–એ શું મારાથી સ્હેવાશે, બેનડી? ઘણું સહ્યું છે, પણ પૂર્વજોનું અપમાન નહીં સહેવાય!

### સુમિત્રા

તે કરતાં તો મરવું ભલું!

### કુમારસેન

શાબાશ, મારી બ્હેન! બોલો, બોલો, "તે કરતાં તો મરવું ભલું"! બોલો બ્હેન, એજ તને શોભે. એ કરતાં તો મરવું ભલું! બરાબર વિચારી જોજે હો બ્હેન! જીવવું એ

તો માત્ર ભીરૂતા કહેવાય, ખરૂં કે નહીં? બોલ, ચુપ ન રહે બ્હેન, ગમગીન આંખો ઢાળીને નીચે ન જોઈ જા! મ્હોં ઉંચું કર જોઉં! ફરી એક વાર બોલ તો ખરી! આ અભાગીઆ જીવને લઇ દિવસ રાત સંતાતા સંતાતા મરી રહેવું, એ હવે ઘડીભર પણ મને શોભે સુમિત્રા?

### સુમિત્રા

ભાઈ—

### કુમારસેન

બ્હેન, હું ક્ષત્રીય છું! મારી સોનાની કાશ્મીર આજ બળીને ખાખ થઈ રહી છે, વનેવનમાં ને વાટેવાટમાં મારી પ્રજા ઘરબાર બિનાની ભટકે છે, પતિવિનાની સ્ત્રીઓ રડે છે, ને દીકરા વિનાની માતાઓ કળકળે છે. છતાં યે હું સંતાતો શા માટે જીવું છું!

### સુમિત્રા

એ કરતાં તો મરવું ભલું.

### કુમારસેન

શાબાશ, મારી બ્હેન! બોલ, એ કરતાં તો મરવું ભલું! મારા સ્વામીભક્ત સેવકો રોજે રોજ પોતાના પ્રાણ સોંપી પીડા ભોગવે, અને હું શું છૂપાઇ છૂપાઇને જીવતર માણું? એનું નામ શું જીવ્યું કહેવાય?

### સુમિત્રા

એ કરતાં તો મરવું ભલું.

### કુમારસેન

વાહ રે મારી સુમિત્રા! વ્યાજબી કહ્યું. અત્યાર સુધી તો તારે ખાતર ગમે તેમ કરીને આ અધમ જીવન ટકાવી

રાખ્યું છે. મારા પ્રત્યેક શ્વાસના બદલામાં નિર્દોષોના પ્રાણવાયુ શોષાઈ રહ્યા છે. પણ હવે તો મારે ગળે હાથ દઈને કહે બ્હેન, કે હું જે કહું તે તું કરીશ; ગમે તેટલું કઠિન હોય તો પણ !

## સુમિત્રા

તારે ગળે હાથ, વીરા !

## કુમાર ~~ચંદ્ર~~સેન

જો, સાંભળ ત્યારે. હું મારા જીવતરનો અંત આણીશ. પછી મારૂં માથું લઈને, તારે સ્વહસ્તે તું જાલંધરના ધણીને ભેટ કરી આવજે, અને કહેજે કે "કાશ્મીરના એ અતિથિ, જે વસ્તુને માટે તું આટલો ઝુરી રહ્યો હતો, તે આ વસ્તુ કાશ્મીરના યુવરાજે આતિથ્યના અર્ધ્યરૂપે તને મોકલાવી છે. આ લે." કાં બ્હેન, અબોલ શા માટે ? તારા પગ કમ્પે છે કેમ ? આવ, બેસ આ ઝાડની છાંયે ! બોલ, તારાથી નહીં બને ? સાવ અશક્ય છે શું ? ત્યારે શું આ રાજ-મસ્તક એક તુચ્છ ભેટની માફક મારે નોકરની સાથે મોકલવું પડશે ? ઓ સુમિત્રા ! આખી કાશ્મીર બીકણ ઘરને એને છુંદી ફેંકી દેશે હો !

(સુમિત્રાને મૂર્છા આવી જાય છે)

અરે ! અરે ! બ્હેન ! આ શું ? ઉઠ, ઉઠ, હૃદયને પત્થર વડે બાંધી દે. ગભરા ના. આ કામ મુશ્કીલ છે માટે જ હું તારા ઉપર મૂકું છું ને ! મારી પ્રાણાધિક બ્હેન, મહાન્ હૃદય વગર જગતનાં મહા દુઃખો બીજું કોણ ખમશે ? બોલ બ્હેન, બનશે ?

## સુમિત્રા

બનશે.

### કુમારસેન

ઉભી થા ત્યારે! કઠણ બનીને માથું ઉંચું કર. આખા હૃદયને જાગૃત કર. દુઃખના ભારથી પામર સ્ત્રીની પેઠે ન ભાંગી પડ.

### સુમિત્રા

ઓ અભાગણી ઈલા!

### કુમારસેન

એને શું હું નથી ઓળખતો? મને શું આવા અપમાન સાથે જીવવાનું એ કદી યે કહે? એ તો મારી ધ્રુવતારા? મહાન્ મૃત્યુની દિશામાં એણે મને માર્ગ બતાવી દીધો! કાલ પૂર્ણિમાની રાતે અમે મળવાના હતાં. પણ હવે તો આ ઝીંદગીની ગ્લાનિમાંથી મુક્ત બની, ન્હાઇ ધોઇ શુદ્ધ બની, હું અમર મિલનના શણગાર સજવાનો! ચાલો બ્હેન, પ્રથમથી એક દૂત મોકલીને રાજસભામાં ખબર આપું, કે કાલે હું તાબે થવા આવું છું; એટલે બિચારો શંકર જલ્દી છુટવા પામશે.

---

## નવમો પ્રવેશ

---

સ્થળ: કાશ્મીરની રાજસભા

વિક્રમદેવ અને ચંદ્રસેન

### વિક્રમદેવ

આર્ય, આજ આમ છાનામાના કેમ? કુમારને તો મેં માફી દીધી છે ને!

ચંદ્રસેન

તમે માફી દીધી, પણ મેં હજુ એનો ઈન્સાફ નથી કર્યો. મારે એ અપરાધી છે. રાજદ્રોહી છે. હવે એને હું શિક્ષા કરીશ.

વિક્રમદેવ

શી શિક્ષા ઠરાવી છે ?

ચંદ્રસેન

એનો રાજગાદીનો હક્ક રદ કરીશ.

વિક્રમદેવ

એ તો કદી ન બને, હું સ્વહસ્તે જ એને સિંહાસન આપીશ.

ચંદ્રસેન

કાશ્મીરના સિંહાસન પર તમારો શો અધિકાર છે ?

વિક્રમ

વિજેતાનો અધિકાર,

ચંદ્રસેન

તમે કાંઈ કાશ્મીરનું સિંહાસન જીતી નથી લીધું. તમે તો મિત્રભાવે મારા મહેમાન છો.

વિક્રમદેવ

ના, તમે મને વિના યુદ્ધ કાશ્મીર સોંપી દીધું છે. અને હજુ યે જો યુદ્ધ કરવું હોય તો પણ ભલે. તૈયાર છું. આ સિંહાસન તો મારૂં જ છે. હવે તેને આપીશ.

### ચંદ્રસેન

તમે આપશો ? અને કુમાર લેશે ? ના, ના, હું એને ઓળખું છું. જન્મથી જ એ ગર્વિષ્ઠ છે. પોતાના પિતૃઓનુ સિંહાસન શું એ ભિક્ષા તરીકે લેશે ? એ કેવો છે, જાણો છો ? પ્રેમને બદલે પ્રેમ દેનારો, વેર બદલે વેર વાળનારો, ને ભિક્ષા આપો તેને તિરસ્કારથી લાત મારનારો એ કુમારસેન !

### વિક્રમદેવ

એટલો ગર્વ હોય, તો શું આમ પોતાની મેળે પકડાવા આવે ?

### ચંદ્રસેન

તેથી જ વિચાર કરૂં છું મહારાજ, કે આ કુમારસેનનું કામ ન્હોય ! સિંહ સરખો ગર્વિષ્ઠ એ યુવાન! એ શું આજે આપોઆપ ગળે સાંકળ પહેરવા આવે ? જીવતરનો મોહ શું આટલો બળવાન હશે ?

(પહેરગીર પ્રવેશ કરે છે.)

### પહેરગીર

યુવરાજ શિબિકાનું દ્વાર બંધ રાખીને મહેલમાં આવે છે.

### વિક્રમદેવ

દ્વાર બંધ રાખીને ?

### ચંદ્રસેન

એ શું હવે કદી મ્હોં બતાવે ? પોતાના પિતૃ–રાજ્યમાં એ આજ સ્વેચ્છાએ બંદીવાન બનીને આવે છે; રાજમાર્ગ ઉપર દસે દિશે લોકોની મેદની જામી છે, હજારો આંખો તાકી રહી છે ! કાશ્મીરની રમણીઓ બધી ગોખમાં

ડોકાઇને ઉભી છે; અને આકાશની વચ્ચેથી પૂર્ણિમાનો ચંદ્રમા પણ એની સામે મીટ માંડી રહ્યો છે! નિત નિત નિરખેલાં એ ઘરો, માર્ગો, ને બજારો; સદાનાં પરિચિત એ સરોવરો, મંદિરો, ને બગીચાઓ; જૂની પિછાનવાળું એ પ્રત્યેક પ્રજાનું મુખઃ એ બધાંની સામે કુમાર શું મ્હોં દેખાડે? મહારાજ, સાંભળો મારી અરજ. આ ઉત્સવ એને મન મશ્કરી જેવો લાગવાનો! રાત્રીની રોશની દેખીને એ બિચારો માનશે કે રાત્રીના અંધકારમાં એનું શરમીંદુ મ્હોં ઢંકાઈ ન જાય, તેટલા માટે તમે રોશની કરી છે! અપમાન-રાક્ષસના અટ્ટ-હાસ જેવું જ આ અજવાળું લાગશે.

(દેવદત્ત પ્રવેશ કરે છે)

### દેવદત્ત

જય હો મહારાજનો! પ્રભુ, કુમારની શોધમાં વને વન ભમ્યો, પણ પતો ન લાગ્યો. ત્યાં તો આજ સાંભળ્યું કે કુમાર આપોઆપ આવીને સોંપાઇ જશે. એટલે હું ચાલ્યો આવ્યો.

### વિક્રમદેવ

એક રાજાની માફક હું એનાં સન્માન કરીશ. તું ભાઇ, એના રાજ્યાભિષેક વખતે પુરોહિત બનજે. અને આજ પૂર્ણિમાની રાત્રીએ ઇલાની સાથે કુમારના વિવાહ જોડશું. એ તૈયારી મેં કરી રાખી છે.

(નગરના બ્રાહ્મણો આવે છે)

### બધા

મહારાજનો જય થજો!

### પહેલો

આશીર્વાદ દઇએ છીએ, મહારાજ, કે તમે આખી પૃથ્વીના અધીશ્વર થજો. સદા તમારે ગૃહે લક્ષ્મી અચલ વાસ કરજો. આજ તમે પ્રજાને જે આનંદ ઉપજાવ્યો છે, તે બોલી બતાવવાની શક્તિ નથી. લ્યો મહારાજ, કાશ્મીરની કૃતજ્ઞ પ્રજાની આ શુભાશિષ સ્વીકારો.

(રાજાના મસ્તક પર ધાન્ય, દુર્વા વગેરે નાખીને આશીર્વાદ આપે છે.)

### વિક્રમદેવ

આજે હું કૃતાર્થ થયો.

(બ્રાહ્મણો જાય છે.)

(ડાંગનો ટેકો દેતો, પીડાતો પીડાતો શંકર પ્રવેશ કરે છે)

### શંકર

(ચંદ્રસેન પ્રતિ) મહારાજ! આ શું સાચી વાત? યુવરાજ પોતાની મેળે દુશ્મનોને તાબે થવા આવે છે? બોલો મહારાજ, શું આ સાચી વાત?

### ચંદ્રસેન

સાચી જ તો!

### શંકર

ધિઃકાર! હજારો અસત્યો કરતાં યે આ એક સત્ય વાતને વધુ ધિઃકાર હોજો! આટલી આટલી વેદના મેં સહી, મારાં ખળભળેલાં હાડકાંના ચૂરા થઈ ગયા, છતાં હું મુંગો જ બની રહ્યો, એ શું આ માટે? આખરે શું તેં પોતાની મેળે જ કેદીના પોષાક પહેરી લીધા, ને કાશ્મીરની બજારમાંથી નીકળીને નીચે માથે કેદખાનામાં ચાલ્યો

આવ્યો, મારા ભાઈલા ? એની એ જ શું આ તારા પૂર્વજોની રાજસભા ? નવખંડમાં તારા બાપનું જે આ ઉંચામાં ઉંચુ બેસણું, તેને તેં ધરતીની ધૂળથી યે નીચું પછાડી નાખ્યું એ કરતાં તો ઉજ્જડ રસ્તાઓ ઘર જેવા નથી ? અરણ્યની છાંયડી ઉજળી નથી ? કઠણ પહાડનાં શિખરો અને રેતીનાં રણોમાં રાજવૈભવ નથી ભર્યો ? તારો જન્મભરનો ચાકર આ દુઃખનો દિવસ જોયાં પહેલાં મરી કાં ન ગયો, મારા કુમાર ?

## વિક્રમદેવ

મંગળમાંથી યે અમંગળ ઉપજાવીને ઓ બુઢ્ઢા, તું ઠાલો આક્રંદ કરે છે.

## શંકર

જાલંધરના ધણી ! હું તમારી પાસે રોવા નથી આવ્યો. પણ મારી કાશ્મીરના સ્વર્ગવાસી રાજેન્દ્રો બધા, આજ આ સિંહાસનની પાસે બેસીને નિસ્તેજ મ્હોંએ, શરમથી ઢળેલે મસ્તકે બેઠા છે, તેઓ મારા મનની વેદના સમજે છે.

## વિક્રમદેવ

મને શત્રુ સમજીને શા માટે ભ્રમમાં પડે છે ? આજે તો હું કાશ્મીરનો મિત્ર છું.

## શંકર

જાલંધરના ધણીની બહુ દયા થઈ ! તમે મારા કુમારને માફી આપી ! એ માફી કરતાં તો સજા ભલી !

## વિક્રમદેવ

હાય ! આના જેવો ભક્ત બાંધવ મારે કોઈ નથી !

### દેવદત્ત

છે મહારાજ, એવો બાંધવ છે.

(બાહેર જયધ્વનિ, શંખનાદ, અને શોરબકોર થાય છે. શંકર બે હાથે પોતાનું મ્હોં ઢાંકી દે છે.)

(પેહેરગીર પ્રવેશ કરે છે.)

### પહેરગીર

દરવાજે શિબિકા આવી છે.

### વિક્રમદેવ

વાજીંત્ર ક્યાં? કહો કે વાજીંત્ર બજાવે. ચાલ બંધુ, સામે જઇને એનો સત્કાર કરીએ.

(વાજીંત્ર વાગે છે.)

(શિબિકા સભામાં પ્રવેશ કરે છે)

### વિક્રમદેવ

(સામો ચાલીને) આવો બંધુ, પધારો!

(સોનાના થાળમાં કાપેલું માથું લઇને સુમિત્રા શિબિકામાંથી બહાર નીકળે છે. એકદમ બધાં વાજીંત્ર બંધ પડે છે.)

### વિક્રમદેવ

સુમિત્રા! સુમિત્રા!

### ચંદ્રસેન

આ શું, બેટા સુમિત્રા!

### સુમિત્રા

રાજ્યને, ધર્મને, દયાને અને રાજલક્ષ્મીને વિસારી, દિવસ રાત આ જંગલોમાં, કોતરોમાં ને પર્વતોમાં તમે જેને ગોતતા

ફરો છો; જેને માટે દશે દિશામાં તમે હાહાકાર બોલાવી રહ્યા છો, જેને પૈસા દઇને વેચાતું લેવા પણ તમે ઝંખી ઉઠયા છો; લ્યો મહારાજ, પૃથ્વીના રાજવંશનું એ સર્વશ્રેષ્ઠ આ મસ્તક ! કાશ્મીરના યુવરાજે પોતેજ તમારી મહેમાનીમાં આ ભેટ મોકલી છે. તમારી મનકામના પૂરી થાવ ! હવે તમને શાંતિ થાવ ! આ જગતમાં યે શાંતિ થાવ ! નરકની અગ્નિજવાળા ઓલવાઈ જાવ ! ને તમે સુખી થાવ ! (ઉચ્ચ સ્વરે) મા, જગદમ્બા ! દયાળુ માડી ! તારે ખોળે મારગ દેજે !

(પડે છે, ને મૃત્યુ પામે છે)

(દોડતી દોડતી ઇલા આવે છે)

### ઈલા

આ શું ? આ શો ગજબ ! મહારાજ, મારા કુમાર—

(મૂર્છા ખાય છે)

### શંકર

(આગળ આવીને) રંગ છે, રંગ છે મારા ધણી ! રંગ છે મારા બેટા ! રંગ છે મારા પ્રાણાધિક ! મારા–વૃદ્ધના આત્મારામ ! તને રંગ છે ! આજ તેં સાચો મુગટ પહેર્યો; આજ સાચો રાજા બનીને તું સિંહાસને બેઠો; આજ મોતનાં અમર અજવાળાંએ તારા કપાળને ઉજળું કર્યું, મારા બાપ ! તારો મહિમા દેખાડવા માટે જ આજ સુધી વિધાતાએ મને–વૃદ્ધને જીવતો રાખ્યો હશે ! તું તો આજ સ્વર્ગાપુરીમાં ગયો, અને હું તારો સદાનો ચાકર–હું યે તારી સાથે જ આવું છું હો બાપુ !

### ચંદ્રસેન

(માથા ઉપરથી મુગટ ભોંય પર નાખી દઈને)

ધિઃક્કાર છે આ મુગટને! ધિઃક્કાર આ સિંહાસનને!

(સિંહાસનને લાત મારે છે)

(રેવતી પ્રવેશ કરે છે)

### ચંદ્રસેન

રાક્ષસી! ડાકણી! દૂર થા! દૂર થા પાપણી! મ્હોં ન બતાવીશ.

### રેવતી

એ રીસ કાંઈ કાયમ નથી રહેવાની!

(જાય છે)

### વિક્રમદેવ

(ભોંય પર પડી) દેવી! તારા પ્રેમનો હું અધિકારી નહોતો, પણ તેટલા ખાતર શું તેં મને ક્ષમા યે ન આપી? તો અપરાધી રાખીને ચાલી ગઈ? આખો જન્મારો નિરંતર આંસુ સારી સારીને તારી ક્ષમા યાચત; એનો અવસર પણ ન આપ્યો? વિધાતા જેવી તું નિશ્ચલ ને નિષ્ઠુર! તારી સજા પણ અનિવાર્ય! તારો કાયદો પણ કઠોર!



# સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી

પ્ર વર્ષઃ—

| | | | |
|---|---|---|---|
| કુરબાનીની કથાઓ | ક્રમાંક | ૧ | ૦—૮—૦ |
| એશીઆનું કલંક (સચિત્ર) | ” | ૨ | ૦—૮—૦ |
| ડોશીમાની વાર્તા (સચિત્ર) | ” | ૩ | ૦—૮—૦ |
| મરણીયું આયર્લાંડ | ” | ૪ | ૦—૧૨—૦ |
| મહાત્માઓના ચરિત્રો | ” | ૫ | ૦—૧૨—૦ |
| રાણા પ્રતાપસિંહ (બીજી આવૃત્તિ છપાય છે) | ” | ૬ | ૦—૧૨—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર (રફ) | ” | ૭ | ૧—૮—૦ |
| રાજમુગટ (ગ્લેઝ) | ” | ૮ | ૧—૦—૦ |
| આખો સેટ | ” | ૧ થી ૮ | ૫—૦—૦ |

વધુ પુસ્તકોઃ—

| | |
|---|---|
| સૌરાષ્ટ્રની રસધાર (ગ્લેઝ) ... ... .... | ૨—૦—૦ |
| રાજમુગટ (રફ)... ... ... ... | ૦—૧૨—૦ |
| કાઠીઆવાડનો રાજદ્વારી ઇતિહાસ ... ... | ૦—૫—૦ |
| નામદાર વાઇસરાયની મુઝવણ ... ... | ૦—૩—૦ |
| પ્રભુ-દેશ-સત્ય-ત્હારે ખાતર ... ... | ૦—૩—૦ |
| મહાત્મા ગાંધીજીના પત્રો ... ... ... | ૦—૩—૦ |
| સર્વોદય ... ... ... ... | ૦—૨—૦ |
| દરબારશ્રી ગોપાળદાસ ... ... ... | ૦—૧૨—૦ |
| સૌરાષ્ટ્રના શુભચિન્તકો ( કેલેન્ડર ) ... ... | ૦—૮—૦ |
| સૌરાષ્ટ્રનો સિરતાજ ( કેલેન્ડર ) ... ... | ૦—૬—૦ |
| અકાલીદલની પ્રાર્થના ... ... ... | ૦—૨—૦ |
| ગરબાઓ, સત્યાગ્રહી નૃત્ય, વીરહાક વગેરે ૯ જાતનાં. ( સો પ્રતનો પોસ્ટેજ સહીત ) | ૧—૦—૦ |

તુરતમાં બહાર પડશે.

શારદોત્સવ

કાન્તનાં નાટકો

રાજા વગેરે રવીન્દ્રનાથનાં નાટકો.